અશક્યતાનું અને તાત્કાલિક સંવિલય થઇને માત્ર થવાની આવશ્યકતાનું ભાન થશે. અમૂજ અને મુજે (સં. मुच्यते, પ્રા. मुज्जइ)–મૂચટ કાંઇ નવ મુજે (ધીરો ભગત) એ બે વચ્ચે જણાતો ભેદ લક્ષયોગ્યછેઃ એક પ્રકારમાં ह્ નો સ્થાનફેર અને સંકર થાયછે, અન્ય પ્રકારમાં ह કારને છાંડયા વિના ज्ञ એમનો એમ ટકી રહેછે; પરંતુ એક વાર જેવું ह્ નું નિર્વાસન અને આશ્રયાન્તર થાયછે કે તરત જ ब् અને ह् નો સંકર થાયછે, કારણ કે ह् મધ્ય સ્થાનમાં રહેલો હોઇને अम्हूज નું ઉચ્ચારણ મુશ્કેલ બનેછે.

મારવાડીમાં त्हारो ને બદલે थारो છે તે ખરું; પણ એ વાતથી ગુજરાતીમાં त्+ह् સંસૃષ્ટિ દશામાં રહેછે એ પ્રત્યક્ષ વસ્તુસ્થિતિને બાધ નથી આવતો.

(૨) સ્વર જોડે (ह् નો સંકર).

વ્યંજનને સ્વર જોડે સંયુક્ત થવાનો એક જ માર્ગ શક્ય છે તે એ કે વ્યંજન સ્વરની પૂર્વે આવે અને એ રીતે બંને વર્ણો પરસ્પર સંવિલીન રહે; જેમ કે (સં.) अधुना–(પ્રા.) अहुणा–ह्+अउणा, हउणा–(ગુજ.) हवणा, हमणा. हमे, हमारुं એ પ્રકારના શબ્દોમાં ह મૂકવાની પદ્ધતિને ઉતારી પાડવાની ઉત્કણ્ઠામાં કેટલાક લોક हनो લઘુપ્રયત્ન ઉચ્ચાર વીસરી જઇને हनो ગુરુપ્રયત્ન ઉચ્ચાર કરેછે એ અલબત્ત ખોટું છે.

[એક વખત કવિ નર્મદાશંકર[૧૯] अ અને हને જોડીને ऋ હેતું અશક્ય રૂપ બનાવતા (ऋमे ઇત્યાદિ), જેમાં સ્વરને हની પૂર્વે મૂકીને સંયોગમાં અર્ધવર્ણ રૂપે લખતા. આ પ્રયોગમાં રહેલી અર્થહીનતા સ્પષ્ટ છે, કારણ કે અરધો (ખોડો) સ્વર એ વસ્તુસ્વરૂપે અને વાગ્વ્યાપાર દૃષ્ટિયે એક અશક્ય વાત છે.]

ઉપરના વિવેચનથી સમઝાશે જે સંકર અવસ્થામાં હકાર એટલો બધો સંવિલીન થઈ જાયછે કે કેટલાક લોક હેને મહાપ્રાણ વ્યંજન રૂપે ન સ્વીકારતાં સંનિકૃષ્ટ સ્વરમાં વ્યાપતા–પૂરાતા માત્ર અનુપ્રાણન રૂપે માની બેસેછે. રા. રા. કેશવલાલ ધ્રુવ હાવો મત ધરેછે અને તેઓ हकारને प्राणध्वनि કહેછે; (હેમનો વાગ્વ્યાપાર, પરિશિષ્ટ ૨, પૃ. ૨૩–૨૪ જુવો.), અને તેઓ પ્રાણયુક્ત અક્ષરની નીચે માત્ર એક બિન્દુ મૂકવાની સંજ્ઞા સૂચવેછે; જેમ કે, ब्हेन, हमे ઇત્યાદિમાંના પ્રત્યક્ષ हने બદલે बेन, अमे ઇત્યાદિ. પરંતુ આપણે पेरुं, घेलुं, घो ઇત્યાદિ પ્રકારો જોઇશું તો એટલેથી જ प्राणध्वनि

સંકરમાંના હકારને કેટલાક માત્ર પ્રાણધ્વનિ માને છે; એ મતનું પ્રત્યાખ્યાન.

૧૯ વિચારશીલ કવિના વિવેકબુદ્ધિ જણાવતાં કહેવું જોઇયે કે આગળ ઉપર હેમણે આ અર્થહીન સંજ્ઞા તજી દીધી અને પ્રાણોચ્ચાર દર્શાવવા સ્વરની નીચે સાંકેતિક બિન્દુ મૂકવાની રીત સ્વીકારી; જેમ.

વાળા પક્ષમાંના દોષ વિશે આપણી ખાતરી થશે, કેમકે એ શબ્દોમાં ग् ની સાથે સકીર્ણ દશામાં ह् નિઃસંશય હાજર છે, માત્ર પ્રાણધ્વનિ રૂપે નથી એ મતમાં સગતિ જાળવવી હોય તો તો ઘેર, ઘલુ, ઘો હેને બદલે ગેહ, ગ્લુ, ગો લખવુ પડે,—પણ એટલે સુધી જવાને કોઈ તૈયાર નહિ થાય[20] રા કેશવલાલ ધ્રુવ પોતે પણ નહિ

આ મુદ્દામા રહેલા વાગ્વ્યાપારતત્ત્વો મ્હને જે રીતે જણાયછે, તે રીતે આ પ્રાણોચ્ચારના ત્રણ સ્પષ્ટ પ્રકારો છે —

(૧) ગુરુપ્રયત્ન, हर्ष, वहन, दहन ઇત્યાદિમા.

(૨) લઘુપ્રયત્ન, हमे, हमारु, म्होडु, व्हेन ઇત્યાદિમા

અને (૩) અતિમન્દ, પ્રાણધ્વનિ–રૂપ, શબ્દના દૂરના, સ્વરભારરહિત ભાગમાં રહેલો લઘુપ્રયત્નહકાર, પ્રાણધ્વનિ દશામાથી પસાર થઈને, ક્ષીણ થવાની સ્થિતિમાં હોય ત્હારે જણાતો, જેમ કે सरजनहार–सरजनार–सरजनार

અર્વાચીન ત્હેનુ, ત્હેને, ન્હાનુ ઇત્યાદિ રૂપોને સ્થાને પ્રાચીન ગુજરાતી ગ્રન્થોમાં तेहनु तेहनइ, नाहानु વગેરે રૂપો વપરાયેલાછે. જે **દેખાવમાં વધારે** અક્ષરસખ્યાવાળા લાગેછે છતા વસ્તુત અર્વાચીન રૂપોના જેટલી જ માત્રાનાછે, આ વસ્તુસ્થિતિની સાબિતી છન્દરૂપી કસોટીથી થાયછે છેવટ નિષ્પન્ન થયેના રૂપોની યથાર્થતા આ ઉપરથી જણાયછે એક પ્રાચીન ગ્રન્થમાથી થોડાક ઉદાહરણો આપવાથી મ્હારી આ ઉક્તિ સ્પષ્ટ થશે. એ

સકીર્ણ હકારને પ્રાચીન ગ્રન્થોમા અનગ અક્ષર તરીકે લખવાનો શિથિલ પ્રચાર હતો, પણ વસ્તુત હેનો ઉચ્ચાર સકીર્ણ રૂપે થતો

---

૨૦ જેઓ લઘુપ્રયત્નહकार લખવાની વિરુદ્ધ છે તેઓ હાવી આપાતરમણીય દલીલ વાપરેછે કે व्हेलो, न्हेन જેવા શબ્દોમા फ, म्ह એ વર્ણો એમના એમ ન રહી સકે, હેતુ फ, म હેતુ રૂપાન્તર થતુ લેખવે પ્રાણધ્વનિવાળા મતના પક્ષમા દાવો કરી સકાય કે એ મતમા આ દલીલનો સંતોષકારક નિકાલ થઈ જાયછે, કારણ કે (व्हेलो, व्हेन ઇત્યાદિમા) પ્રાણતાત્ર સનિકૃષ્ટ સ્વરમા માત્ર આગ સવિનયરૂપે રહેતુ હોઈને હેની વ્યજનો પર ઉપર દર્શાવી ત્હેવી प, व् ને फ, म બનાવી દેનારી અસર થઈ સકે નહિ. પરંતુ घेर, घलु, घो, દેવા પ્રકારના શબ્દો પ્રાણધ્વનિ પક્ષની સભવિતતાના બાધક અને છે અને પરિણામે प्+ह्, व्+हના फ, म ન થઈ જવાનું કારણ અન્યત્ર ખોળવુ પડશે આ રીતે સકીર્ણ થઈને સ્પર્શ મહાપ્રાણ બનવામા સ્થાન અને પ્રયત્નની ભિન્નતા પ્રતિબન્ધકર્તા બનેછે એ વાતથી ખુલાસો પ્રાપ્ત થાયછે, ग्+ह् એ બે વર્ણોના સ્થાન અને પ્રયત્ન ઘણે મ્હોટે અશે એક હોવાથી હેનો घ् રૂપે સકર અનિવાર્ય બનેછે, પણ प्+ह् व्+ह् એમ સકીર્ણ થતા નથી.

ઉદાહરણો હું ભીમ કવિ કૃત હરિલીલા ષોડશકલા (વિ. સં. ૧૫૭૪ માં નકલ કરાયેલી, વિ. સં. ૧૫૪૧ માં રચાયેલી[૨૧]) માંથી લઉંછું:–

कला ८:–

(૧) पहनइ टाकी लागी नही। (કડી ૨૭)

(૨) एकवार सूनी नेसाल
तेम्हां सघळा नांहानां बाळ। (કડી ૩૦)

(૩) किहां ताहारु स्वामी प्रल्हाद।
गाढि करिनइ तेहनइ साद। (કડી ૫૪)

(૪) माहारु स्वामी जे मइ कह्यु। (કડી ૫૪)

(૫) ताहारु स्वामी सवळ आपारि। (કડી ૫૮)

અહિંયા છન્દ ચોપાઇ છે, અને આ પંક્તિયોને એ છન્દમા વાચી જોવાથી એકદમ જણાઇ આવશે કે કાળા છાપેલા શબ્દોને, જાણે કે हेनइ, न्हाना, कम्हा, त्हारु, त्हेनइ, म्हारु, त्हारु લખ્યા હોય તેમ ઉચ્ચારવા પડેછે. આથી હનું સ્થાન શબ્દોના આદિમા હોવાનું સ્પષ્ટ સૂચન થાયછે; એટલે કે, લખવામા જો કે હ અલગ દર્શાવાતો છતા હેનો ઉચ્ચાર આદ્યશ્રુતિની સાથે જ થઈ જતો. આ રીતની જોડણી હરિલીલાની પૂર્વે અને પછી લાંબા સમય દરમ્યાન પ્રચરિત દૃષ્ટિયે પડેછે.

એક વિરલ ઉદાહરણમા હને હેના સબંધી વ્યંજનની સાથે, જે રીતે લખવાનો મ્હારો આગ્રહ છે તે જ રીતે, જોડેલો મ્હારી દૃષ્ટિયે પડ્યો છે.—

लई हेमनी कास्शी मात म्होटी (કેશવ હૃદેરામકૃત दशमस्कन्ध;
રચાયો વિ. સ. ૧૫૨૯ મા, નકલનું વર્ષ વિ. સ ૧૭૮૭.)

અહિંયા ભુજંગી છન્દ છે અને છન્દસ્વરૂપમા મ્હોટી બરાબર બંધ બેસેછે એ જ ગ્રન્થમાં અન્ય સ્થળોએ આ શબ્દને मोहोट्ठ લખ્યોછે, હ અસંયુક્ત રાખ્યોછે.

---

૨૧. અમદાવાદના ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આસિસ્ટન્ટ સેક્રેટરી રા હીરાલાલ ત્રિ. પારેખ બી એ. હેમણે મ્હને જોવા આપેલી હસ્તલિખિત નકલમાં નકલ કર્યાનું વર્ષ વિ. સ. ૧૫૭૪ આપ્યુંછે. અન્ત ભાગમા રચ્યાસાલ નીચે પ્રમાણે આપીછે –

सवत १५ रुद्रनी वीस। × × × उत्तम उत्तर अयन विशेप। ऋतु वसंत सक्रान्ति मेप ॥

અહિં રહેલી ત્રુટિનો પૂરક અંશ વૃત્તત્વાન્યદોહન, ગ્રન્થ ૪ થા માંના પાઠમા મળેછે· वर्ष एक ऊपर चालीस ॥ (ચ્યાલીસ હેવો એ કવિકૃત प्रबोधप्रकाशनी વિ સં ૧૫૭૫ માં લખાયેલી હસ્તપ્રતિમાં પાઠ છે). વ્રજલાલ શાસ્ત્રી હરિલીલા રચાયાનું વર્ષ વિ સ. ૧૫૪૦ આપેછે (હેમનો गुजराती भाषानो इतिहास પૃ ૬૫ જુવો)

ક્વચિત્ ह नुं વિલક્ષણ પરાવર્તન થાયછે, જે ઉત્ક્રમણ કરતાં અપક્રમણ જેવું વધારે છે, ह ને સ્પર્શમહાપ્રાણ બનાવનારી એ વિપરીત ઘટના છે. મ્હેં આ ઘટનાનું એકજ ઉદાહરણ દીઠુંછેઃ ગુફા (ગુજ.)–ગુહા (સં.) આ શબ્દ આપણા અર્વાચીન ગુજરાતી ઉપરાંત પ્રાચીન ગ્રન્થોમાં પણ ઉપલબ્ધ થાયછે :—

ગુહામાંથી ગુફા થાયછે ત્હેમાં હ્નું પરાવર્તન

(૧) गव्हर गुफा शरीख वयण ।

(ભીમ કવિકૃત[૨૨] हरिलीला, ૮–૬૧).

(૨) गोमद गुप गुफा माहि

(ગણપતિકૃત माधवानल दोघक प्रबन्ध, वि. सं. १५८४, અંગ ૮, કડી ૧૦૮).

આ શબ્દ, ગુફા, કદાચ ફારસી શબ્દ લાગશે; પરંતુ ત્હેના સંસ્કૃત ગુહામાંથી ઉદ્ભવ વિશે શંકા કરવાનું કાંઈપણ કારણ ભાગ્યે જ હશે. અહિં ખાસ વિશેષ એ છે કે हनो फ थायछे, જ્ય્હારે સાધારણ રીતે સંસ્કૃતમાંના फनो ह थायछे. ( सि. हे ८–१–२३६ ) સંસ્કૃતમા ગુફા જેવો કોઈ શબ્દ નથી. તેમ ગુફ્ (ગુમ્ફ્) ધાતુને પણ સંસ્કૃત ગુહા સાથે અર્થસમ્બન્ધ નથી કારણ કે આ શબ્દ તો ગુહ્=છુપાવું એમાંથી આવ્યોછે, ગુહા એટલે "છુપાવાનું સ્થાન" એટલે કે "ગુફા" કદાચ એમ હશે કે ગુફ[૨૩] એ રૂપે કોઈ

---

૨૨ ભીમે આ શબ્દ ( ગુફા ) પોતાના ( વિ. સં ૧૫૪૬ મા રચેલા ) प्रबोध काशमां પણ વાપર્યોછે, कारा ३, શ્લોક ૬.

૨૩. ગુપ્–"રક્ષણ" એ ધાતુ હાવા ગુફ ધાતુનો સંબંધી હોઇ શકે.

માત્ર એક વિઘ્ન, અને તે પણ દુસ્તર વિઘ્ન, એ છે કે ગુ્ પોતે ગોપાયૂમાંથી ઉદ્ધરેલો નિષ્પાદિત ધાતુ મનાયછે, અને ગોપાય્ દેખીતી રીતે ગોપ (ગોવાળ)–ગો (ગાય)—પા (રક્ષણ કરવું) એ શબ્દમાંથી આવેલો નામધાતુ ગણાયછે પરંતુ, વિરુદ્ધ પક્ષે, ગોપ (ગોવાળ) ખતે વસ્તુત ગુપ્ (રક્ષણ કરવું) હેમાંની ઉદ્ભવેલ હોઇને સમય જતાં કૃત્રિમ રીતે ગો-પા માંથી વ્યુત્પન્ન થયો મનાયો, અને ગોપાય્ તો વસ્તુત અનિયમિત રૂપ હશે, હેવુ સૂચન ન કરી સકાય? કારણ કે પાણિનિયે ૩–૧–૨૮ માં आय् લેનારા ગુપ્, ધૂપ્, વિચ્છ્, પણ્ અને પન્ એ પાંચ ધાતુઓ ગણાવ્યાછે તે પૈકી માત્ર ગોપાય્ એકલાનોજ ગો-પા એ પ્રકારે આપાતરમ્ય વિગ્રહ થઈ સકેછે, અને ધૂપ અને પણ હેમાં દર્શાવી સકાય તેવુ વિચ્છમા તો મૂળભૂત નામ પણ દર્શાવવું અશક્ય છે, જોકે ધૂપ અને પણ એ બેના પણ ગો+પા એ પ્રકારના ભાગ તો નથી જ થઈ સકતા. મ્હારા જાણવામાં છ કે ગુ્ છેક વૈદિક સમય પછીનો તો નહિ પણ નવીન વૈદિક ધાતુ છે ખરો. ઋગ્વેદ સંહિતાના ૭ મા મંડળના એક નવા સૂક્તમાં માત્ર

પુરાણો સંસ્કૃત ધાતુ હશે અને વૈદિક સમયમાં જ લુપ્ત થયો હશે ? આ અસંભવિત નથી અને પ્રત્યાવૃત્ત ઘટનાના હાવા પ્રસંગો અજ્ઞાત નથી. કારણ કે આ પ્રમાણે, એક નભી સકે હેવા પક્ષ રૂપે, સલામતીથી કહી સકાય કે હ્ સ્વતંત્ર અક્ષર રૂપે, વૈદિક સમયમાં વ્યાપક રીતે પ્રવર્તતા સ્પર્શ મહાપ્રાણો-માંથી, અલબત્ત ઘણા પ્રાચીન સમયમાં, નીકળ્યો હતો, અને તે વખતે પણ હકારાન્ત ધાતુઓની વ્યુત્પત્તિ મહાપ્રાણ સ્પર્શ જેના અન્તમાં હોય હેવા

---

એક જ વાર, અને ૧૦ મા મંડળમાં માત્ર બે વાર, એ ધાતુ વપરાયેલોછે (એ. એ. મૅકડોનલ કૃત वैदिक व्याकरण, પૃ. ૩૫૮, નોટ ૧૩ મી જુવો). પરંતુ આ હકીકતથી गुप् ધાતુ અતિ પ્રાચીન, સંભાવત લાગતા, ધાતુ गुफ़માંથી કોઈ કાળક્રમે ઉદ્ભવ્યો હશે એ શક્ય જણાતી ઘટનાને બાધ આવે જ એમ નથી. હું ઘણી અશ્રદ્ધા અને મર્યાદા રાખીને બોલુંછું, પણ હું પૂછુંછું–(गो+पाમાંથી નીકળેલા) गोप શબ્દમાંથી નામધાતુ થઇને गोपाय् ઉદ્ભવ્યોછે એ મતને વિચારદોષ ગણવાને અવકાશ નથી ?

કારણો નીચે પ્રમાણે છેઃ–

(૧) ઉપર જણાવ્યું તે પ્રમાણે, એ જ ગણમાંના બીજા धूप्, विच्छ्, पण्, पन् એ ધાતુઓની હેવી વ્યુત્પત્તિ દર્શાવવામાં આવતી દુર્ગમતા; હું જાણુંછું કે पणि શબ્દના આ બે અર્થ થતા મનાયછેઃ (૧) પર્નિયન લોક અને તદનન્તર (૨) વ્હેપારી (पणि-માંથી વ્યુત્પન્ન થયો હોય એ દૃષ્ટિયે वणिक શબ્દ સરખાવો). (વૈદિક અનુક્રમણી, પુસ્તક ૧, ૪૭૧-૪૭૨ જુવો); અને विच्छाय्ने પણ वि+छायाમાંથી સાધવાનો તર્ક કરી સકાય–કારણ કે મુસાફરીમાં આગળ વધતો મનુષ્ય પ્રથમ છાયાને તજેછે. પરંતુ આ વિચાર–તત્ત્વોથી, गो+पा જેવા ભાગ આ ધાતુઓના નથી થઈ સકતા હેવા મ્હેં દર્શાવેલ વિરોધને કાંઇ અન્તરાય થતો નથી.

(૨) વસ્તુતઃ गुप् માંથી (गुप+घञ् પ્રત્યયમાંથી) સાધી સકાતા गोप શબ્દનો જે કૃત્રિમ વિગ્રહ गो+पा) થતો હું જોઉછું, એ વિગ્રહનું આકર્ષક સાદૃશ્ય અને ઉદાહરણ गोपीथ શબ્દમાં મળી આવેછે. गोपीथ (ऋ. वे. १, १९–१) શબ્દનો અર્થ યાસ્કે અને સાયણે સોમપાન કર્યોછે, અને મૅક્સમૂલરે દૂધનો ઘુંટડો (गो+पीथ) હેવો અર્થ લીધોછે; જ્યારે રૉથ (નિરુક્ત, નોટ્સ, પૃ. ૧૪૪ માં) "રક્ષણ" એ અર્થને સ્વીકારેછે (જે गुप्=રક્ષણ કરવું હેમાંથી, હેવા ભાગકરણ વિના જ પ્રાપ્ત થાય). મૅક્સમૂલર આ (રક્ષણ) અર્થનો પણ પરામર્શ કરેછે, પરંતુ, सोमपीथ (ऋ. वे. १, ५१, ७) હેમાં पीथનો અર્થ "પાન" સ્પષ્ટ છે એટલા જ કારણથી, દૂધનો ઘુંટડો એ અર્થ તરફ પક્ષપાત દર્શાવેછે. પરંતુ હેનો ઉત્તર આ પ્રમાણે આપી સકાયઃ—

(अ) सोमपीथ માં पीथ છે, તે पा પીવું માંથી નીકળ્યો હોય, છતાં એટલા જ સામર્થ્યથી गोपीथ શબ્દને गुप् ધાતુમાંથી એ જ પ્રત્યય લાગી સિદ્ધ થયો ગણી સકાય; બાહ્ય સામ્યને કારણે જ ભૂલ થયેલીછે; અને

(आ) મૅક્સમૂલર પોતે જ ऋ. वे. १०–७७, ७ માં गोपीथ નો રક્ષણ એ અર્થ સ્વીકારેછે.

પરંતુ એ સમયે પણ ભાષામાંથી લુપ્ત થયેલા ધાતુઓમાંથી સાધની શકય હતી. વૈદિક गृभ्, गृभ्णाति જે લૌકિક સંસ્કૃતમાં गृह्, गृह्णाति[૨૪] બનેછે, તે ધાતુ પ્રસ્તુત ઘટનાનું ઉદાહરણ છે. આ વાતનો પુરાવો લૌકિક સંસ્કૃતનાં કેટલાક

૨૪. સંસ્કૃત-અંગ્રેજી શબ્દ કોષમા આપ્ટે એ गृभ વૈદિક ધાતુ આપ્યો નથી; પણ આ શબ્દો આપ્યાછેઃ-गृभ=(Vedic) a house (ઘર); गृभि Ved. grasping (ગ્રહણ કરવું); गृभीतः adjective 1. seized (ગૃહીત) 2 impregnated (સગર્ભ.) મો. વિલિયમ્સે गृभ् શબ્દ આપ્યો છે. "गृभ् (from ग्रह्) p. f. Ved. holding grasping, grasp, hold;" (गृभ् વ કૃદન્ત, પકડવું; સ્ત્રીલિંગ નામ, પકડ, ગ્રહણ.) તેમ વળી "गृभीत m. f. n.=seized (ગૃહીત)" એ પણ આપેલ છે. गृभीत (લૌકિક गृहीत) એ વસ્તુતઃ गृभ्નું ભૂતકૃદન્ત હોવું જોઇયે, શુદ્ધ વિશેષણ નહિ, એમ જણાયછે गृभनो "લેવું" તેમ જ 'ગર્ભ ધારણ કરવો' હેવો અર્થ થતો હોવો જોઇયે, જેમાંથી गर्भः આવ્યો-જો કે આપ્ટે गृ+मन् (उणादि ३-१५२) એમ આપેછે. પણ અહિં પણ गृभीत રૂપથી સ્પષ્ટ જણાયછે કે ધાતુ શરીરમાં મૂળ भ હતો જ; અને આ गृ+मन् એ તો, વૈદિક સમયમાં જ કે ત્હાર પછી તરતમાં જ गृभ् ધાતુ લુપ્ત થયો ત્હાર કેડે લાંબા સમય પછી, गर्भमांना मनुं આગમન સમઝાવવાનો પાછોતરો પ્રયાસ હોવો જોઇયે; જ્યારે गृह् અને गृभ નાં પરિણામ गृह અને गर्भ એ નામોમાં જળવાઈ રહ્યાં; જેમ मिह् અને मिघ् ના અવશેષ રૂપ मह्न અને मघ રહ્યા તેમ; જો કે અહિં પણ વળી આપ્ટે मघ ની વ્યુત્પતિ मिह+घन् અને कुत्वम् એમ સમઝાવેછે. मिह् નું ભૂત કૃદન્ત मीढ છે તેથી મૂળ ધાતુ मिढ़ હશે, मिघ નહિ, એમ જણાય; પણ કદાચ એમ હોય કે मेघ શબ્દ સૂચવેછે તેમ પ્રાચીનતમ ધાતુ मिघ હશે અને मीढ રૂપને मीढ्ना સાદૃશ્યથી ઉપજાવ્યું હશે. મો. વિલિયમ્સ मेघ શબ્દને मिघ માંથી વ્યુત્પન્ન થયેલો આપેછે, અને मिघ् ધાતુ વિશે પણ આમ કહેછે. "मिघ=rt. मिह-only in निमेघमान-ना-न (cf, Megha) Ved. emiting moisture" (मिघ्=मिह ધાતુ-માત્ર निमेघमान.-ना-न એ રૂપમાં (मघ સરખાવો) વૈદિક, ભેજ મૂકવું, ભીનાશ કાઢવું); અને સાયણમાંથી અવતરણ ટાંકેછે "न्यक्षि अवाङ्मुखानि वृष्ट्युदकानि सिञ्चन् વૃષ્ટિજળ છાંટતું."

निरुक्त, १०-२३ મા આમ છેઃ-गर्भो गृभेर्गृणात्यर्थे गिरत्यनर्थानिति वा । (गृणाति એ गृह्णाति ને બદલે અપપાઠ થયો લાગેછે.*) निरुक्त ७-२६ માં યાસ્કે अगृभ्णत નો અર્થ अगृह्णत કર્યોછે.

St. Petersburgh Lexicon (Bohtlingk and Roht, Sanskrit-Worten-buch, બોથલિંક અને રોથ કૃત સસ્કૃત શબ્દ કોષ)માં गृभ (= ग्रभ्=ग्रह અને गृभीत ભૂતકૃદન્ત-વિશેષણ નહિં, એ બે શબ્દો આપ્યાછે.

* [મ્હારા આ તર્કને રોથ તરફથી અણધાર્યું સમર્થન મળેછેઃ—

"गृणात्यर्थेने સ્થાને गृह्णात्यर्थान् વાંચવું જોઇયે એમ લાગેછે."

(निरुक्त १०-२३ ઉપર ટીકા, રોથની આવૃત્તિમાં ટીકાનું પૃ. १४०-४१).

(મૂળ જર્મનનું અંગ્રેજી ભાષાંતર મુંબાઇની સેન્ટ ઝેવિયર્સ કૉલેજના ફાધર ઝિમરમને કરી આપ્યુ હતું.)

ક્રિયાપદરૂપોમાં મળી આવેછે; એ રૂપોમાં ધાતુઓના અન્ત્ય હ્ નો સ્પર્શ મહાપ્રાણ વ્યંજન બનેછે; આ રીતે એ રૂપો પ્રાચીન અને લાંબા સમયથી અપ્રચરિત હેવા, પ્રાચીનતમ સાહિત્યને પણ અપરિચિત હેના મહાપ્રાણ-સ્પર્શાન્ત ધાતુઓનું સાક્ષ્ય પૂરેછે. જેમ કેઃ—

(૧) दुह् + क्त = दुग्ध, અહિં दुघ् + त[२५]
(२) लिह् + क्त = लीढ; ,, लिढ् + त
(३) मिह् + क्त = मीढ, ,, मिढ् + त
(४) नह् + क्त = नद्ध; ,, नध् + त
(५) दिह् + क्त = दिग्ध; ,, दिघ् + त
(६) दह् + क्त = दग्ध, ,, दघ् + त
(७) रुह् + क्त = रूढ, ,, रुढ् + त
(८) वह् + क्त = रूढ, ,, वढ् + त[२६]

એ જ પ્રમાણે, કેટલાક ધાતુઓમાંનો અન્ત્યેતર ह् પૂર્વ દશામાંના મૂળભૂત મહાપ્રાણ સ્પર્શને સ્થાને આવી રહેલો છે; જેમ કે हन् ધાતુનું પરોક્ષ ભૂતકાળમાં અભ્યાસયુક્ત રૂપ जघान થાયછે અને પ્રેરકરૂપ घातयति થાયછેઃ એ घन् જેવા કોઈ પૂર્વતર ધાતુનું અસ્તિત્વ સૂચવેછે.

---

રોથ મ્હારાથી એક ક્રમ આગળ વધીને अयने બદલે अर्थान् પાઠ સ્વીકારેછે, અને એ ખરુ લાગેછે, કારણ કે યાસ્કનું વચન આગળ જતાં હાતું છે यदाहि स्त्री गुणान् गृह्णाति गुणाश्चास्या गृह्यन्तेऽथ गर्भो भवति ]

૨૫ અં. daughter, મિ. અં. doghter, dohter; ઍ. સૅ. dohtor ઝેન્દ दुग्दर, ફારસી दुख्तर; એ સરખાવો; એ બધામાં घ्, ख છે ત્હેનો અન્તે શુદ્ધ નિષ્કર્ષ ह થયો હોવો જોઇયે. दुहितृ, daughter, એટલે ઘર આંગણે ગાય દોહનારી (दुह्–दोग्धि)–એ કહેવું પડે તેમ નથી. પ્રાચીન કુટુંબજીવનમાં દીકરી દૂધ દોહતી.

૨૬. પાણિનિયે हो ढ (૮–૨–૩૧) એ ઉત્સર્ગ આપ્યોછે અને અપવાદો दादेर्धातोर्घः (૮–૨–૩૨), वा द्रुहमुहष्णुहष्णिहाम् (૮–૨–૩૩) એ અને नहो ध (૮–૨–૩૪) એ આપ્યાછે

હવે સૂત્રપદ્ધતિને અર્થે આ વ્યવસ્થા ઠીક હશે, અને એ લક્ષ્યદૃષ્ટિથી, એટલે વસ્તુ-સિદ્ધ ભાષાપ્રયોગને અનુસરીને, યોજાઇ હતી. પરતુ આ રૂપવૈવિધ્યનું મૂળ તો અન્ત્ય સ્થાને સ્પર્શ મહાપ્રાણ વર્ણવાળા પ્રચારલુપ્ત ધાતુઓમાં જ ખોળવું ઉચિત છે.

मुग्ध–मूढ ઇત્યાદિ વૈકલ્પિક રૂપો मुघ्, मूढ् ઇત્યાદિ પ્રાચીન ધાતુઓનું પરિણામ હશે? નિર્ણય કરવો સ્હેલો નથી; એમ પણ હોય કે કેટલાક વિકલ્પો બાહ્ય સામ્યથી જ પ્રચાર પામ્યા હોય મ્હારા આ તર્કનું મૅકડૉનલ, ૧૩, છેલ્લાં બે વાક્યો (પૃ. ૧૩)થી સમર્થન થાયછે તે કહેછેઃ—"ह ના મૂળ વૈવિધ્યને પરિણામે એ વર્ણવાળા ધાતુઓના રૂપબાહુલ્યમા કાંઇક ભ્રમ ઉદ્ભવ્યોછે. જેમકે मुह 'મુંઝાવું' હેના વાસ્યાપારસિદ્ધ ભૂતકૃદન્ત मुग्ध ઉપરાંત मूढ (અથર્વવેદ) bewitched એ રૂપ પણ ઉપલબ્ધ છે."

[ ડૉ. સર રા. ગો. ભાંડારકરે હેમનાં વ્યાખ્યાનોને ૨૮૯મે પૃષ્ઠે પ્રસંગવશાત્ આ ઘટનાનું સૂચનમાત્ર કર્યુંછે—જ્યહાં હેમણે સંક્ષેપમાં કહ્યુંછે કે ( લૅટિન ) traho-tractumમાંનો h સંસ્કૃત ह् ની માફક મૂળ gh ( = घ् ) ને સ્થાને છે.

બીમ્સ ( પુ. ૧, પૃ. ૨૬૬મે ) કહેછેઃ—

"સંસ્કૃત ધાતુઓમાંનો આ વર્ણ ( એટલે ह् ) બહુશઃ મહાપ્રાણનું માત્ર મૃદુરૂપ જ છે ( મહાપ્રાણ સ્પર્શનું મૃદુરૂપ છે હેવું વક્તવ્ય હેમનું હશે એમ જણાયછે ). ग्रह्नुं મૂળ રૂપ ग्रभ् છે, हृनुं भृ, हृष्=भृष्, हृदय શબ્દ सर्दमांथी આવ્યો હોય એ સંભવિત છે, नह्=नध्, वह्=वस्, કદાચ वध् પણ હોય, रह्=रध्, रह्=रघ्.[૨૭] એ પ્રાચીન રૂપોમાંના કેટલાંક, ग्रह् અને भृ જેવાં, વેદોમાં જળવાઈ રહ્યાંછે, અને બીજાં રૂપો વિશે સગોત્ર ભાષાઓમાંનાં રૂપના સાદૃશ્યથી જણાયછે કે મહાપ્રાણવર્ણ લુપ્ત થયોછે, જ્યહારે ઘણા ધાતુઓમાં ક્રિયાપદનાં વિવિધ કાલદર્શક રૂપાન્તરોમાં એ દેખા દેછે." ]

આ ઉપરથી જણાશે કે ઉત્તરકાલીન શુદ્ધ ह् ને સ્થાને ઘણા પ્રાચીન સમયમાં મહાપ્રાણ સ્પર્શવર્ણ હતો, અને આ ह् તે પૂર્વકાલીન મહાપ્રાણ સ્પર્શનું કાળક્રમે થયેલું રૂપાન્તર છે.[૨૮] અને ઇતિહાસ આવર્તનશીલ છે એ નિયમ ઉત્તરકાલીન ભાષાવિકાસમાં પ્રવર્તતો દેખાયછે. કારણ, આ નિયમ એક સર્વસાધારણ સત્યનું જ સૂચન કરેછે; તે સત્ય એ કે અમુક સંયોગસમૂહમાં એક જ અથવા એકસરખાં કારણો એક જ અથવા એકસરખાં પરિણામો ઉપજાવેછે. આ સત્ય માનવઉત્ક્રાન્તિની, અને વિશ્વઉત્ક્રાન્તિની*

૨૭. આ સમીકરણોમાંનાં કેટલાંક वह्=वस्, रह्=रध् જેવાં, ભૂત કૃદન્તનાં રૂપો ऊढ અને रूढના પ્રકારમાં તપાસતાં શંકાસ્પદ જણાયછે.

૨૮. આ સિદ્ધાન્તને તર્કમય ગણવાનો નથી. મૅક્સ મૂલરનો મત તો એટલે સુધી જઇ પ્હોંચેછે કે "દૂર દૂર પુરાણો સમય એક હેવો હતો કે આર્ય મજાઓ ( આ નામે એ મજાનો નિર્દેશ કરિયે તો આર્ય પ્રજાઓ) મહાપ્રાણ हकार ઉચ્ચાર બિલકુલ બોલતી જ ન્હોતી."

( "The Science of Language" (भाषाशास्त्र), પુસ્તક ૨, પૃ. ૨૨૨.)

સંસ્કૃત दह् (दघ्)ના સમાનમૂલક (જર્મન) tagના gમાં એક વિશેષ પુરાવો પ્રાપ્ત થાયછે.

માનુભૂત આર્યભાષામાં મહાપ્રાણ સ્પર્શવર્ણો હતા પણ ઘોષ ह् ભિન્નરૂપે ન્હોતો એ મત ભાષાશાસ્ત્રીઓના મંડળમાં બહુ સ્વીકાર પામેલોછે.

પણ, સર્વ શાખાઓમા પ્રવર્તેછે. પરિણામે વાગ્વ્યાપારની શાખામાં, એટલે કે ભાષાની ઉત્ક્રાન્તિમાં, વેદપૂર્વના અને વૈદિક સમયમાથી વૈદિક અને વે પછીના તેમ જ લૌકિક સસ્કૃતના સમયમાં સક્રમણ કરતા મહાપ્રાણ સ્પર્શ વર્ણોની જે અવસ્થા થઇ, તે જ અવસ્થા તેની સંસ્કૃતમાંથી પ્રાકૃતમાં આવત થઇ–એટલે કે તેમાનો હકાર જ નિષ્કર્ષરૂપે બાકી રહ્યો; એથી નીચે પ્રમાણે રૂપાન્તરો થયા —

| સ. | પ્રા. | અપ | ગુજ. |
|---|---|---|---|
| वधू | वहू | | |
| लाभ | | लाहो–लाहु | |
| वधिरक | | बहिरउ | |
| माघ | माहो | | |
| नाथ | नाहो | | |
| कथयति | कहइ | | |
| पिठरक, | | पिहडउ | प्हेडु (सि. हे. ८–१–१८७ અને २०१) |

फ નો પણ ह सि हे. ८–१–२३६), જેમ કે –

| | | | |
|---|---|---|---|
| कफोणि | कहोणि | | कहोणी–कहूणी |
| तल्स्पर्श, | | तलफसु | |
| | | तलहसु–तलअसु | तळास |

---

અહિં વિશેષ હેવું સૂચન કરીશ કે જે સમયે હજી મહાપ્રાણ સ્પર્શનો શુદ્ધ હકાર ન્હોતો થયો તે સમયે, પ્રાચીન આર્ય કુટુંબકના પાશ્ચાત્ય વિભાગની કેટલીક ભાષાઓમા ગુફામાના ગુફ્ના ફ્નો વ થયો હતો, કારણ કે લૅટિન (cavus–'કોટર પોલાણ" હેના રૂપાન્તર) caveaમાંથી આવેલો ઇટાલિયન cava (–cave ગુફા) આપણે જોઇયે છિયે (સ્કીટકૃત Etymological Dictionary of the English Language અંગ્રેજીનો વ્યુત્પત્તિદર્શક શબ્દકોષ–એ ગ્રન્થમા cave શબ્દ જુવો, અને રિમપકૃત લૅટિન–અંગ્રેજી શબ્દકોષમા cavea અને cavum, cavus, cava જુવો આ અર્થફેરમા બહુ કિલષ્ટતા આવતી નથી, અંગ્રેજી શબ્દ cave જાતે જ આ વાગ્વ્યાપારસબધ ધરાવેછે b અને f વચ્ચેનો સબધ તો સુવિદિત છે

અ. give, ઍ સૅ gifan,
" live, " lifian,
" sieve, " sife, અ sift,
" drive " drifan, " drift,
" thrive મિ. અ thriven
thrifen " thrift

तळाव નામ તરીકે પ્રચારલુપ્ત કે અપરિચિત છે પણ એ નામ ઉપરથી तळासवुं (થાપડવું–ખાસ કરીને પગનાં તળાંને–) એ ક્રિયાપદ પ્રચારમાં છે.

[એથી આગળ જતાં અપભ્રંશ અને ગુજરાતી વચ્ચેની અવસ્થામાં ज़् ને સ્થાને ह् નીતરીને રહેલો દૃષ્ટિગોચર થાયછે. સં. मध्ये, પ્રા. मज्झे–અ. माझि )–ગુજ. माँहिं.]

गुफा પ્રાચીન શબ્દ હતો અને હેમાંથી गुहा (સં.) વ્યુત્પન્ન થયો એ મત ન્યાય્ય છે હેવું ઉપર કહેલી, વ્યાપક નિયમની અને ભાષા–ઉત્ક્રાન્તિના અનેક યુગો દરમ્યાન હેની પ્રવૃત્તિની, પરીક્ષાથી જણાયછે. માર્ગમાં મુશ્કેલી માત્ર એક જ છે તે એ કે गुह् નું ભૂ. કૃ. गूढ જોતાં મૂળધાતુ गुड હોય એમ જણાયછે, જ્યહારે આપણે અહિંયાં गुफ् ને गुह् ના જૂના રૂપ તરીકે સ્વીકારિયે છિયે. પરંતુ હેનું નિરાકરણ થાય એમ છે. गुफ् તેમ જ गुह् એમ બે પ્રાચીન રૂપો હોય એ શક્ય છે, આ સ્થિતિ સ્વતઃ અસંભવિત નથી; અથવા તો એમ

---

તે જ પ્રમાણે લૅટિનમાંથી ફ્રેન્ચ અને સગોત્ર ભાષાઓમાં અને પછી અંગ્રેજીમાં સંક્રાન્ત થતાં v નો f (briefમાં) થાયછે: લૅ. Brevis, ઈટા. સ્પે. પો. breve, પ્રા. ફ્રૅ. bref, brief, ફ્રૅ–bref, મિ. અં. bref, breef. જ્યહારે k (क) અને g (ग) વચ્ચેનો સંબંધ તો એથી પણ સ્પષ્ટ છે; જેમકે સં. चन्द्रगुप्त, ગ્રી. Sandra-Kuptos (kottos) સં. युगं, અં. yoke, ગૉ–juk, જ. joch ઇત્યાદિ; જો કે, ग् નો क् થાયછે તે સ્વરોની વચ્ચે હોય ત્યહારે જ, આદ્ય ग् નો क થાય એ વિરલ છે, એ વાત લક્ષમાં લેવાની છે. પરંતુ એક રીતે જોતાં गुप्तના ग् ને અનાદ્ય લેખી સકાય.

काओफ् (અવસ્તા)= कोफ् (પેહ્લવી)= कह् (ફા.) એ શબ્દોથી મ્હારા આ મતને વિશેષ સમર્થન મળેછે. એ બધાનો અર્થ 'પર્વત' થાયછે, અને લક્ષણાથી 'પર્વત' પરથી 'ગુફા' પ્રાપ્ત કરવામાં દુષ્કર કે કૃત્રિમ ક્રમ નથી થતો. અવસ્તાનો काओफ़ શબ્દ પ્રચારલુપ્ત गुफ् શબ્દ સાથેની સાંકળ સાંધેછે.

(અવસ્તા અને પેહ્લવી શબ્દો વિશેની આ માહિતી માટે સાંટાક્રુઝ (મુંબઇ)ના મ્હારા મિત્ર મી૦ બહેરામગુર તેહ્મુરસ અંકલેસરિયાના દાક્ષિણ્યનો ઋણી છું.)

વાગ્વ્યાપારના નિયમો દેશ અને કાળ એ ઉપાધિઓને વશ છે એ હું વીસરતો નથી. પરંતુ દેશ અને કાળની મર્યાદાઓ અવિશદ થાય તેટલા દૂર દૂરના પુરાણા સમયમાં જ્યહારે આપણો ચર્ચાવિષય જઈ પ્હોચે ત્યહારે આપણે માત્ર નાદશ્રવણના નિયમોને આધારે જ વાગ્વ્યાપારના નિયમો પ્રાપ્ત કરિયે તો હેમાં કાંઇ અનુચિતતા નથી.

ઉપર સૂચવેલા ग् અને क्ના સંબન્ધ પરત્વે દર્શાવવું જોઇયે કે गौः (સં) શબ્દના પાશ્ચાત્ય વિભાગની કેટલીક ભાષાઓમાંના પ્રતિનિધિ શબ્દોમાં क् આવેછે; જેમકે Cow (અં.), ko, ku (મિ લો. જ.), ko (લો. જ.) આથી જણાયછે કે આદ્ય ग् નો પણ क् પ્રતિનિધિ છે ખરો, એટલે चन्द्रगुप्तના ग ને સમાસદૃષ્ટિયે અનાદ્ય લેખવા-ના વક્રપથનો આશ્રય લેવાની જરૂરત નથી.

હોય કે ગૂઢ રૂપને રૂઢ અને હેવાં રૂપોના બાહ્ય સાદશ્યથી દેરાઇને ઉપજાવ્યું હોય. પરંતુ તર્કના ક્ષેત્રમાં ઘણું દૂર આથડવાની આવશ્યકતા નથી એટલે હું જ્યહાં પક્ષસ્થાપન સમાપ્ત થાયછે અને તર્ક શરૂ થાયછે ત્યહાંજ વિરમુછું.

ઉપર સ્થાપેલા પક્ષનો ટૂંકો સંક્ષેપ આપતાં પ્રસ્તુત શબ્દના ઇતિહાસને હું વંશવૃક્ષરૂપે આ પ્રમાણે રજૂ કરીશઃ—

√गुप् વિષયક પક્ષનો સંક્ષેપ; √गुप् એજ ગુહાનું, ગુફાનું, caveનું અને કદાચ ગોપનું અન્તિમ મૂળ; ગુફા (ગુજ.) શબ્દની, વાગ્વ્યાપારગત મણ્ડૂકપ્લુતિની ઘટનાથી, મત્યપસરણ કરીને ગુહામાંથી વ્યુત્પત્તિ.




(૧) વેદ પૂર્વના અતિ પ્રાચીન સમયમાં આ ધાતુ અસ્તિત્વમાં હશે એમ મ્હેં સૂચવ્યુંછે, અને गुफा શબ્દ પણ એ સમયે હશે.

(૨) એક પક્ષે, મહાપ્રાણ સ્પર્શ ह्‌ની તરીને ह રૂપે રહેતાં આ શબ્દ ઉદ્‌ભવ્યો;

જ્યહારે (૩) અન્યપક્ષે, हकार લુપ્ત થઇને અલ્પપ્રાણ અઘોષ प् અવશિષ્ટ રહેતાં આ શબ્દ ઉદ્‌ભવ્યો. (સં. √दघ्‌નું જર્મન tag થયુંછે એ વિકારમાં આ પ્રકારનો हकारलोपनो આધાર મળેછે.)

(૪) પ્રાચીન આર્ય કુટુંબમાંની પશ્ચિમશાખામાં ઉત્પન્ન થયેલું આ રૂપ છેઃ (cavea (લૅ.), cava (ઇટા.); (Kuvaનું સૂચન કરણુંના પ્રતિનિધિત્વ ખાતરજ કર્યુંછે). આ પશ્ચિમશાખામાં, કેવટ હુમાની કેટલીક ભાષાઓમાં, ग् અને क् વચ્ચેનું અને फ् અને व् વચ્ચેનું સંબન્ધિત્વ સુલક્ષિત છે; જેમ કે (સં) चन्द्रगुप्त, (ગ્રી.) Sandra-kuptos, (મ.) गुग, (ગો.) juk; (સં) गौः, (અં) cow, (મિ. લો. જ.) Ko, ku, (લો. જ.) Ko; (અ) give, (ઍં. સૅ.) gifan-ઇત્યાદિ;

(૬) गोप એ √गुप्‌માંથી कृत् પ્રત્યય घञ्‌ના વિધાનથી થયેલું નામ છે એમ મ્હારુ સૂચન છે; गोप='રક્ષક', પછી લક્ષણાથી 'ગાયોનો

રક્ષક'; (ગો+પા એ વ્યુત્પત્તિ બાહ્ય આકારનેજ અવલંબીને કરાયેલી કૃત્રિમ વ્યુત્પત્તિ છે);

(૫) (ગુજ૦) ગુફા શબ્દ અત્યપસરણવિધિયે ગુહ્યામાંથી ઉદ્દ્ભવ્યોછે અને, હું જેને માટે phonetic atavism વાગ્વ્યાપારગત મંડૂકપ્લુતિ-હેતુ નામ સૂચવુંછુ તે ઘટનાથી, પ્રાચીન મૂળ શબ્દના લક્ષણોને પ્રાપ્ત કરેછે.

ગુફા શબ્દ આ પ્રમાણે જૂના ગુજરાતી સાહિત્યમાં અને અર્વાચીન ગુજરાતીમાં પુનરુજ્જીવન પામેછે.

(૭), (૮), (૯)—આ શબ્દો સમાનઘટનારૂપે ઘણુ કીમતી સમર્થન અર્પેછે; (પ્રચારલુપ્ત ગુફ્ સાથે સંકળાયેલો) અવસ્તાનો કાઓફ્ શબ્દ ગુફ્‌ની માફક એક રૂપ પ્‌વાળું, પેહ્‌લવી કોપ્, અર્પેછે અને બીજું રૂપ હ્‌વાળુ, ફારસી કૂહ્, અર્પેછે.

કોઇ વાંધો ઉઠાવે કે પેહ્‌લવીમાં કોપ્ નથી પણ કોફ્ છે કારણ કે પ્ અને ફ્‌નું સાંકેતિક ચિહ્ન એક જ છે. પરતુ મી૦ બ્હે. તે અંકલેસરિયા મ્હને ખાતરી આપેછે કે મહાપ્રાણ સ્પર્શ વિશેનો આ મુદ્દો બહુ વિવાદગ્રસ્ત અને વિવાદક્ષમ છે, અને એ પોતે તો એમ માનેછે કે ખરો ઉચ્ચાર પ્ છે, ફ્ નહિં. વળી પ્ સ્હામે વાંધો ઉઠાવાય કે એ વર્ણમાંથી ફારસી કૂહ્ મનો હ્ પ્રાપ્ત ન થઈ સકે. જ્યહારે કોફ્‌ના ફ્‌માંથી ઉદ્દ્ભવે પરંતુ મી૦ અંકલેસરિયા એ વિશે પણ કહેછે કે અવસ્તા અને ફારસીની વચ્ચે આવતી અવાન્તર ભાષા કાંઈ પેહ્‌લવી એક જ ન્હોતી, પેહ્‌લવીની સાથે અવાન્તર સ્થિતિમાં રહેલી બીજી કેટલીક ઉપ-ભાષાઓ પણ હતી, અને એથી તદ્દન શક્ય છે કે જ્યહારે પેહ્‌લવીમાં કોપ્‌માં પ્ આવ્યો ત્હારે બીજી કોઇ મધ્યવર્તી ઉપ-ભાષામાં કોફ્‌માં ફ્ નકી રહ્યો અને હેમાંથી ફારસી કૂહ્‌નો હ્ ઉદ્દ્ભવ્યો. આ જોતાં ઉપર આવેલા વંશવૃક્ષને (સંપૂર્ણ સત્યતાની ખાતર) નીચે પ્રમાણે સુધારવું જોઇયેઃ—



(અવસ્તા) ગુઝ્-(સં.) ગુહ્, હેમાં દેખાયછે તેમ (અવસ્તા) ગુઝ્ શબ્દ (સં.) ગુહ્નો સગોત્ર છે એ વસ્તુસ્થિતિથી કાઓફને અવલંબીને મ્હેં સ્વીકારેલા પક્ષનો પ્રતિબન્ધ થવા કારણ નથી; કારણ કે હાવા સપ્રસવ ઉદ્ગમો અસ્વાભાવિક નથી કે અશક્ય પણ નથી.

ઉપર કહેલા મુદ્દાઓમાં (૩) અને (૬) હેઠળ સૂચવેલો મત હું માત્ર તત્ત્વ પરીક્ષણના પ્રયાસરૂપે અને ઘણી મર્યાદા સમેત રજૂ કરુંછું. એ અંશનું વર્જન કરિયે તોપણ અવશિષ્ટ મુદ્દાઓમાં મ્હારી મુખ્ય દલીલના સમર્થન માટે પૂરતી સામગ્રી રહેલીછે.

(ख) हकारनो प्रक्षेप

केटलाक शब्दोमां आगन्तुक हकार उमेरायछे.

પ્રક્ષિપ્ત થયેલો આ हकार કેટલાક શબ્દોમાં સંસૃષ્ટ દશામાં રહેછે અને અન્ય શબ્દોમાં સકર દશામાં રહેછે.

(ख) હકારનો પ્રક્ષેપ

ઉદાહરણો સંસૃષ્ટિ:-

| સં. | પ્રા. કે અપ. | ગુજ. | |
|---|---|---|---|
| प्राप्तक | पत्तउं | प्होत्युं | |
| मया | मइं | म्हें | २९ |
| त्वया | तइं | त्हें | |
| (यद्वारे) | जिवारइ | ज्व्हारे | ३० |
| (तद्वारे) | तिवारइ | त्व्हारे | |
| (किंवारे) | किवारइ | क्व्हारे | |
| नश्यति | नस्सइ[31] | न्हासे | |

૨૯. સિ હે ૮-૪-૩૭૭ અને ૩૭૦ જુવો

૩૦. अन्नवारइ-अत्यारे (ગુજ) અપવાદ છે હેનું કારણ સ્વરભારમાં મળેછે अत्तवारइ મા સ્વરભાર પ્રથમ અક્ષર (अ) ઉપર છે અને એથી આ માં પ્રક્ષેપની અપેક્ષા રહેતી નથી

આ ત્રણ શબ્દોમાં વિકારક્રમ નીચે પ્રમાણે છે —

जिआरइ, जिहारइ, ज्यहारइ, (ज्य માંનો દ્રુતતર अकार લુપ્ત થતાં) ज्व्हारइ, ज्व्हारे. એ જ પ્રમાણે त्व्हारे અને क्व्हारेમાં

૩૧ शकादीनां द्वित्वम् (સિ. હે. ૮-૪-૨૩૦); એ અનુસાર श ને સ્થાને स्स એમ હેમચન્દ્ર કહેછે, ખરુ કારણ એ જણાયછે કે नश्यति માંથી नस्सइ નીપજ્યોછે नश्यति માંથી य् લુપ્ત થયો (સિ. હે ૮-૨-૭૮) અને અવશિષ્ટ सનો દ્વિર્ભાવ થયો (સિ. હે. ૮-૨-૮૯).

| સં. | પ્રા. કે અપ. | ગુજ. |
|---|---|---|
| लयः | लग्गु | લ્હૈ |
| चिंता | चिंआ | ચ્હૈ |

[ ટિપ્પણ:-આ પ્રક્ષેપ અન્યના પ્રમાણમાં બહુ પ્રાચીન છે એ વાતનો પુરાવો એ છે કે વિ. સં. ૧૬૦૩ના એક ગ્રન્થમાં-( नवलग्रन्थावली, ભાગ ૨ જો, પૃ. ૪૬મે નિર્દિષ્ટ ) साररासમાં-पुहुचइ (પ્હોંચે) શબ્દ મળી આવેછે.-जे सुणता पुहुचइ मन रली અને એથી પણ અગાઉ कान्हडदेप्रबन्धમાં (વિ. સં. ૧૫૧૨):- साठि वरस वावरता पुहुचइ कणतणा कोठार ( २-९९ ) पहुच्-पहुत् હેતું શબ્દરૂપ અર્પતા પ્રક્ષિપ્ત ह्नी ચર્ચા માટે પાછળ વ્યાખ્યાન ૪ થું, ખંડ ૧, પૃ.૨૪૩મુ જુવો. ][32]

सकर –

(स्वर साथे)

| સં. | પ્રા. કે અપ. | ગુજ. |
|---|---|---|
| मर्श | मरिसु | हरस (રાગનું નામ) |
| सर्जनकारः | सरजन आरु | सरजनहार |

આ રૂપ °હાર વિક્રમ સંવતના સોળમા અને સત્તરમા સૈકામાં બહુ પ્રચલિત હતું, અને અદ્યતન સાહિત્યમાં પણ કવિતામાં રૂઢ હતું.—

सूरज तारा सरजनहार (દલપતરામ).

| | | |
|---|---|---|
| मंगलपुर | मगलउर | मांगलहूर |

( किस्यु दीवगढ मांगलहूर । कान्हडदे प्रबन्ध, ९.२२).

હાલ मांगरोळ છે ( मांगलहूरમાંથી व्यत्यय વડે ).

| | | |
|---|---|---|
| ओष्ठ | ओहु | होठ |
| ( દેશ્ય ) अयालि (=दुर्दिन, એ ઉપરથી, ચાલુ વૃષ્ટિ) | | हॅली |
| अद्यापि | अज्जवि-अज्जइ | हजी |
| सर्वे. | सव्वो-सव्वु-सव-सउ | सहु ( વિકલ્પે सौ ) |

[ सि. हे. ८-४-३६६માં सर्वना આદેશ તરીકે વિકલ્પે साहु આપેલુછે. જો એ સ્વીકારિયે તો सहु મ્હારોમ્હાર આવે અને सौ, ह् લુપ્ત થતાં सउ નું सौ થઇને આવે. ]

---

32 આ અવતરણો પૂર્વે ત્હે જુદા જ પ્રસગમા આપ્યાંછે. ઉપર વ્યાખ્યાન ૪ થુ, ખડ ૧, પૃ, ૨૪૦ મુ જુવો

(व्यजनो साथे)

(क)

| | | |
|---|---|---|
| कपोतः | कवोतो | कबूतर[33] (विકલ્પે कबूतर) |
| तृणकक | [34]तरिण (क्लु) | तणखलु કે तरसलुं |
| | तरण (क्लुं) | (વિકલ્પે र કે ण ના લોપ થતાં) |
| कोटर | कोरर (પૈશાચી कोतर) | कोतर; જેમાંથી ક્રિયાપદ कोतरवुं અને खोतरवु પણ |
| कोनकः | कोणउ | खूणो |
| मोडकः | कोडउ | खडिो[35] |

(ग)

| | | |
|---|---|---|
| सकलक | सगलउं | सघलु[36] |

(च)

| | | |
|---|---|---|
| | (देश्य) पडंचा | पणछ |
| आचमनी | | आछमनी |

---

૩૩ वबूतर ફારસી શબ્દ પણ છે, कबूतरदुम=दुम-इ-कबुतर કબૂતરની પૂંછડીના આકારની લેખણ (गियास्-उल्-लुगात् નામે ફારસી શબ્દકોશ) ઉપરાંત ફારસી कबूत= આસમાની, નીલો, आसमाने वबूत=નીલ આકાશ.

ફારસીમાં कबूतर શબ્દ कबूत (નીલો) ઉપરથી ઘડાયો હશે ? કે એમ હશે કે कबूत શબ્દ જ સં. कपोतમાંથી ફારસીમાં આવ્યો હશે, અને પછી कबूतर. સંસ્કૃતમાં कपोत એટલે "કબૂતર" "પારેવું", તેમ જ "કબૂતરનો રાખોડી રંગ" (આપ્ટેકૃત શબ્દકોષ) માટે "નીલો" એ અર્થનું ફારસી વિશેષણ સંસ્કૃતમાંથી લેવામાં આવ્યું હોય એ શક્ય છે.

त અવિકૃત રહે છે, અને એટલા પૂરતો આ શબ્દ સાક્ષાત્ तद्भव છે. र છે તે क्रमाथी ઉદ્ભવ્યો હોય कपोतरु-कवोतडु-कपूतडु-कबूतडु-कबूतर-कबूतर.

૩૪ સિ. હે. ૮–૧–૧૪૪ માં दस (स)–दरिअ (प्रा)એ પ્રસંગે જ ऋ નો अरि થવાની નોંધ લેછે. અહિં એ જ નિયમ અનુપૂર્તિ રૂપે ગુજ. માં લાગુ કર્યો છે.

૩૫ ડૉ. ભાંડારકર ઉપર મુજબ વ્યુત્પત્તિ આપેછે. (હેમનાં વ્યાખ્યાનો, પૃ ૧૭૩) खोना વિવૃત ઉચ્ચારનો ઉદ્ભવ સમજાતો નથી. અપવાદ હશે.

૩૬ આ વિ. સં ૧૫૪૧ જેટલો જુનો શબ્દ છે, કારણ કે ભીમ કવિની હરિલીલામાં પ્રયોગ છે —

तेम्या सवलां नाहनां चाल (कला ८, કડી ૩૦)

वणी विणसाडी सघली नेसाल („ „, કડી ૪૭)

ઉત્તર નાકલની સાલ વિ સ ૧૫૭૪માં તો सघला, सघलीમાંનો આ घ હતો જ.

(ज)

| | | |
|---|---|---|
| ज्वाला | जाळा | झाळ (અગ્નિની) |
| युध्यते | जुज्झइ | झूझे |
| सूचितक | सूचिअउं (सूजियु) | सूझ्युं[૩૭] |
| वीजयति | वींजेइ | वींझे |
| (देश्य) जवरया (यवाङ्कुरा) | | झवेरा[૩૮] |
| (देश्य) जाडी | | झाडी[૩૯] |

(ड)

| | | |
|---|---|---|
| (आरोहति=) | चडइ[૪૦] | चढे |

(त)

| | | |
|---|---|---|
| कान्तः | कन्तु | कंथ |
| सीमन्तकः | सीमन्तउ (सीअन्तउ) | संथो, संथी |
| भक्तक | भत्तउ | माथु[૪૧] |

---

૩૭ મેદ્કરણના નિયમની પ્રવૃત્તિનું આ પરિણામ હશે; મજ્રુ (સોઝે ચડવો એ શબ્દથી ભિન્ન રાખવાની ઇચ્છાથી મૂઝવું (મનને ઉપસ્થિત થવું) એ શબ્દને हकार મિશ્ર ज (झ) વાળો બનાવ્યો હશે.

૩૮. ન્હાની ટોપલીમાં ઉગાડેલા, નવરાત્ર ઉત્સવના દિવસોમાં દેવીની સમક્ષ મૂકવામાં આવતા, યવના અંકુરોને જ ખાસ झवेरा કહેછે.

૩૯. દેશીનામમાલામાં जाटी નો અર્થ गुल्म આપ્યોછે (૩-૪૫). પણ ૩-૫૭ માં स्नागहन માટે વળી झाट આપેલછે. આથી આ વાતમાં શંકા રહેછે. દે ના મા. ૧-૬૧ માં आअही झाटमेअग्मि એમ છે, અને એ ઉપર ટીકામાં आअही झाटभेद એમ છે. झाट સંસ્કૃત શબ્દ હશે? એ શબ્દ घोटक, स्फुट ઇત્યાદિની પેઠે દેશ્ય હશે હેવી શંકા થાયછે. પણ झाटનો અર્થ "वृक्ष" જ થવો જોઇયે.

૪૦. उत्सर्गमाला પૃ ૭૭ મે મજલાલ શાસ્ત્રી चटतिને "ચઢવું" અર્થનો સંસ્કૃત ધાતુ જણાવેછે, અને ઉદાહરણવાક્ય આપેછે· अश्ववारो घोटं चटति (असवार घोडे चढेछे). આ નિષ્પ્રમાણ છે પાણિનિયે चट् (૧૦ મો ગણ) भेदन (ભાગવું) એ અર્થનો આપ્યોછે અને चटे હેવું કહેતું વિકલ્પરૂપ આપ્યુંછે–चटे–'चटे इत्येके'–वर्षावरणयोः (–વરસવું, ઢાંકવું). મો. વિલિયમ્સ અને આપ્ટે હેને અનુસરેછે. धातुसंग्रहमां મજલાલ શાસ્ત્રી આ જ અર્થો સ્વીકારેછે, પણ चडवु એ વધારાનો અર્થ પોતાના ઘરનો ધીમેકથી ઘુસાડી દેછે. અલબત્ત એ ખોટું છે. હેમચન્દ્રે चड् સ્પષ્ટ રીતે आरुह्ना આદેશરૂપે આપ્યોછે (સિ હે. ૮–૪–૨૦૫). જો એ અર્થમાં चट् સંસ્કૃતમાં જ હોત તો હેમચન્દ્રે चड्ने ઉલા આદેશ તરીકે ન આપ્યો હોત.

૪૧. કેટલાક આ શબ્દની વ્યુત્પત્તિ पाथेयकमांथी આપેછે, પણ હેમાં पनो म થવો જોઇયે, જે જરાક દૂરાકૃષ્ટ લાગેછે; (છતાં पनो व થઇને हकार ભળે એ તદ્દન અશક્ય

| | | |
|---|---|---|
| कृतक | क्दिउ[42] | कीधु |
| पीतक | पीदउ[43] | पीधु |
| दत्तक | | दीधु |
| (प) पाशक | पासउ | फासो |
| (घ) | (देश्य) डाव, डावउ | डाबु |
| | (वनो व) डायउ | |
| | (देश्य) खवओ–खवउ | खभो |
| | मुक्क | भूक |

[સંસ્કૃત ધાતુપાઠમાં मुक् મળે છે સિ હે ૮–૪–૧૮ માં गतर्मुक्क અને ૮–૪–૧૮૫ માં मर्षेर्मुक्क છે આ અન્તિમ કથન સ્વીકારિયે તો આ ઉદાહરણ (मुक्क–मूके) પડતું મૂકવું પડે, કે પછી हकारનો प्रक्षेप પ્રાકૃત ભાષામાં જ શરુ થવાના ઉદાહરણ તરીકે ગણવું પડે.

અર્થ બદલાયછે, કારણ मष्=ભસવું, કૂતરાનું, જ્યારે ગુજ. મૂકવું તે તો ગધેડાનું धातवोऽर्थान्तरेऽपि, સિ. હે ૮–૪–૨૫૮ હેમા સ્થાપેલો નિયમ ગુજરાતીમાં લાગૂ પાડ્યોછે ]

[ हकारના આ દેખીતા નિષ્કારણ પ્રક્ષેપનો નિયમ પ્રાકૃતમા પણ જૂજ પ્રસંગોમાં મળી આવેછે नापित (સં.), ण्हाविओ (પ્રા.) (સિ હે ૮–૧–૨૩૦), पनस (સં.), फणसो (પ્રા ) ઇત્યાદિ ઇત્યાદિ સિ. હ ૮–૧–૨૩૨) ][44]

---

નથી), જો કે અર્થસામીપ્ય पायिक્મા વિશેષ છે પરન્તુ મચ્છુ હેતુ પણ ગુજરાતીમાં શબ્દરૂપ છે, અને હેમાનો સયોગ मत्तकमाથી જ આવે, पायिकમાથી નહિ ઉપરાંત વળી પ્રાકૃત (અપભ્રંશ)માં पायिकનું पाहिक્ક થાય

૪૨ શૌરસેનીમા तનો द થાયછે (સિ હે ૮–૪–૨૫૧ ) कर्तुं એ (પ્રા )क्दिदमाથી આવે, ગુજ ધાતુ कर् અને ગુજ भू ક कर्य આકૃતમા પણ करिअ હોય

૪૩ डाव–वामकर (ડાબો હાથ) ( देशी नाममाला, ૪–૬), પછી, લક્ષણાથી, હાથ પાસ ડાબુ અગ, ડાબી બાજૂ

૪૪ ડૉ ભાંડારકર અલ્પપ્રાણવર્ણ મહાપ્રાણ થાયછે હેનુ પાછી પરત્વે બહુ સુંદર રીતે કારણ દર્શાવેછે, એ બીજી બધી બાબતો પર વે સત્ય હોઇ શકે, અને એથી ઉપર આપેલા ઉદાહરણોમાંનાં કેટલાકના हकारનું કારણ સ્પષ્ટ થશે તેઓ કહેછે –

"અલ્પપ્રાણવર્ણની પછી તે જ શબ્દમાં ઊષ્માક્ષર આવે તો એ અલ્પપ્રાણનો મહાપ્રાણ બનેછે × × × × ઊષ્માક્ષરના ઉચ્ચારણનો અગમૂત ભારે શ્વાસ સાંભળનારના કાન ઉપર એટલી પ્રબળ અસર કરેછે કે એ હેના આવિર્ભાવ માટે એકદમ તૈયાર થાયછે, અને તેથી ઊષ્માક્ષરની પૂર્વેના અને એ શ્વાસની અપેક્ષા નહિ રાખતા વર્ણોના ઉચ્ચારણમાં પણ શ્વાસ પૂરેછે." (હેમના વ્યાખ્યાનો, ૪૦–૪૧)

### (ग) हकारनो लोप
### આ ઉત્સર્ગ નીચે પ્રમાણે અપાયઃ–

**(ग) हकारनो लोप** प्राकृतमां, देश्यमां, अने केटलाक शब्दोनां अवान्तर रूपोमां, रहेलो ह लुप्त थायछे; भले ए हकार संयोगगत होय, के स्वरसंकीर्ण होय, के महाप्राण स्पर्शमां प्राणतत्त्वरूपे होय; अन्तिम प्रकारमां हकारलोपथी यथासंभव अल्पप्राण स्पर्श अवशिष्ट रहेछे.

ઉદાહરણોઃ–

(सयुक्त ह)

| સં. | પ્રા. કે અપ. કે દેશ્ય | ગુજ. |
|---|---|---|
| चिह्नं | चेण्हं[४५] | चेन |
| तीक्ष्णकं | तिण्हउं | तीनुं |
| विह्वल्लकं | विहल्लउं (विंहलउं) | वीलुं (સુરત જીલ્લામાં (व्हीलुं)[४६] |
| वल्लभः | वल्हु (व्हल्हउ, व्हल्हव) | वालम[४७] |
| (स्वरसंकीर्ण हकार) | | |
| यूथिका | जूहिआ | जूई |
| नायककः | नाहुलउ (नाहुलउ) | नावलो |

આ દેવનું વિશેષ કારણ તેઓ દર્શાવેછે કે એક ઉચ્ચારનાં તત્ત્વો પૈકી અમુકને અન્ય ઉચ્ચારમાં સંક્રાન્ત કરવાથી, એટલે કે બંને ઉચ્ચારને બને તેટલા અન્યોઅન્ય સદૃશ કરવાથી, ઉચ્ચારણ સફળ બનેછે. આ ઉપરાંત હું બીજો પણ વધારાનો ખુલાસો આપીશ, તે એ કે છેલો સાંભળેલો ઉચ્ચાર મનમાં દૃઢતર સંસ્કાર પાડેછે તેથી ઉચ્ચારણમાં હેનો પ્રથમ ઉપયોગ થાયછે–આ हकारमां બનેછે તેમ અંશતઃ, અથવા व्यत्ययमां બનેછે તેમ સર્વાંશે જેમ કે (સં.) बिडालक ને સ્થાને (ગુજ.) बिलाडो ઇત્યાદિ. આ સ્વભાવલક્ષણ કોઈ વાર એટલું પ્રબળ હોયછે કે કેટલાક બાળક ઈંદનો ઉચ્ચાર દૂઈ કરેછે:

૪૫. સિ. હે ૮–૧–૮૫ અનુસાર, પરસ્થાને સંયોગ હોય હેવા આદ્ય અક્ષરનો હ્રસ્વ इ (વિકલ્પે) ए બનેછે.

૪૬. સુરતમાં પ્રચરિત આ व्ह થી (સં.) विकल, (પ્રા.) विअल એ વૈકલ્પિક વ્યુત્પત્તિનું નિરસન થાયછે.

૪૭. સામળ ભટ્ટકૃત पद्मावतीमां व्हेला वरनो वाहल्ना હેવો પ્રયોગ છે. ઠેક સામળના સમય સુધી ह ટકી સકયોછે, પણ એ લુપ્ત થતા તારકની દશામાં છે એ સ્પષ્ટ છે. અહિં व નો म થયોછે તે વિશેનો उत्सर्ग આગળ ઉપર ચર્ચવાનો છે. બીજો પણ વૈકલ્પિક વાગ્વ્યાપારોચિત વ્યુત્પત્તિક્રમ છેઃ–वल्लभ.–वालभ–वालम वालभ શબ્દ वसन्त विलासमां શ્લોક ૫૦ માંમાં ઉપલબ્ધ છે. અન્ત્ય म કેટલાક અંશે જુના અનુસ્વારનું પરિણામ ગણાય.

| | | |
|---|---|---|
| लोहखण्डं | लोहखंडु | लोखंड |
| पटहः | पडहु | पडो[४८] |
| सूत्रधारः | सुत्तहारु | सुतार[४९] |
| सर्जनकारः | सरजनहारु[५०] | सरजनार |
| एकादश | एगारह | अगियार |
| द्वादश | बारह | बार |
| त्रयोदश | तेरह | तेर |
| चतुर्दश | चउद्दह | चौद |
| पञ्चदश | पन्नरह | पंदर |
| षोडश | सोलह | सोळ |
| सप्तदश | सत्तरह | सत्तर |
| अष्टादश | अट्ठारह | अढार, ढराड |
| सह | सहुं[५१] | [५२]शुं (=साथे) |
| माहाराष्ट्रकः | मरहट्ठउ-मरअट्ठउ | मराठो, मरेठो } विकल्पे. |
| फलाहारः | फलाहारु-फलार | फराळ |
| ( महाप्राण स्पर्शमांनो हकार ) | | |
| शृङ्खला | संखला | सांकळ |
| सिध्यति | सिज्झइ | शीजे (रंधाई जाय) |
| (देश्य) | बोज्झओ | बोजो[५३] |
| मम | मज्झ | मुज |

૪૮. नगरमा पडो वगडाव्यो=(घोषणा अर्थे) ઢોલ વગડાવ્યો.

૪૯. કેટલાક લોક હજી પણ सुथार શબ્દ વાપરેછે.

૫૦. दशीनाममाला ૧,૧૦૮ માં અને એ ઉપરની વૃત્તિમાં હેમચન્દ્ર दोहणहारी=दोग्धी આપેછે. આથી જણાયછે કે बार નું આ રૂપ हार છેક હેમચન્દ્ર જેટલું, અને એથી પણ વધારે, પુરાણું છે.

૫૧. सि. हे. ૮-૪-૪૧૯ सहના આદેશ તરીકે અપભ્રંશમાં सहु આપેછે. પિશેલ § ૨૦૬ ને આધારે ડૉ૦ ટેસિટોરી ( Notes, § ૭૦ (૫) માં ) આ सहु ની વ્યુત્પત્તિ साकम् (સં.) માંથી દર્શાવેછે. પિશેલ § ૨૦૬ માં साक ને મૂળશબ્દ તરીકે આપેછે ખરા, પણ હેમચન્દ્ર ૪-૪૧૯ નો આધાર આપેછે, જ્યહાં વસ્તુતઃ મૂળશબ્દ सह આપ્યોછે.

૫૨. ડૉ૦ ભાંડારકર शु (=સાથે)ની વ્યુત્પત્તિ સમમાંથી સાધેછે (વિલ્સન વ્યાખ્યાનો, પૃ. ૨૫૧ મું).

૫૩. મરાઠીમાં झ જળવાઈ રહ્યોછે-बोझा.

| | | | |
|---|---|---|---|
| (अग्रमध्ये) | | अग्गमज्झि–अग्गमज | आगमच |
| वाञ्छति | | वाञ्छइ | चाचे[૫૪] |
| आश्चर्यम् | | अच्छरिज्जं[૫૫] | अचरज |
| | (देश्य) | कच्छरो (कच्छरउ) | कचरो |
| गुच्छः | | गुंछं[૫૬] | गूंच |
| सांवत्सरिकं (श्राद्धम्) | | संवच्छरिअं | समचरी (=વાર્ષિક શ્રાદ્ધ) |
| | (देश्य) | घुत्तिअ (=गवेषितं) | गोत्युं[૫૭] |
| कटाक्षः | | कडक्खो (कडक्को) | करडागी[૫૮] कयडागी |
| ढक्का | | ढक्का | डाकलुं[૫૯] |
| पाटकः | | पाटउ | पाडो[૬૦] |
| औषधं | | ओसढु | ओसड |
| वितस्ति | | विहत्थी | वेंत्य |
| | (देश्य) | णेसत्थि (=वणिक्सचिव) | नेस्ती |
| दृष्ट | | दिट्ठ | °दीट[૬૧] |

૫૪. સારુ વાંચવું=શુભ ઇચ્છવું; આ સુવિહિત પ્રયોગ છે.

૫૫. आश्चर्यम्‌નાં અનેક વૈકલ્પિક રૂપોમાંનું આ એક છે.

૫૬. સિ. હે. ૮–૧–૨૬ માં वक्रादिगणમાં गुछ આપ્યોછે. गूच એ નામ પરથી ગુચાવુ એ (કર્મણિપ્રયોગના અર્થનો ધાતુ) કરાયેલોછે; હેમાંથી પછી પ્રેરકરૂપ ગૂચવવુ બન્યુછે. (હેનો સમાવેશ ગયા વ્યાખ્યાન ૪થાના ખંડ ૧લામાં ઉત્સર્ગ ૫–ग માં થાય).

૫૭ गुप्त–गुत्त='છૂપાવેલુ'; અને પછી લાક્ષણિક અર્થે "ખોળેલું" (કારણ કે જે છૂપાવેલું હોય તે ખોળવું પડે). આ વ્યુત્પત્તિ શક્ય છે પણ પ્રતીતિજનક નથી; ખાસ કારણ એ કે देश्य શબ્દ લભ્ય છે: देशीनाममाला, २–१०९

૫૮. सि. हे. ८–४–३९९, अभूतोऽपि क्वचित्, હેના તત્ત્વભૂત નિયમને અનુસારે र પ્રક્ષિપ્ત થયોછે.

૫૯ કેટલાક આ શબ્દનો ઉચ્ચાર ડાખલુ કરેછે. એ સ્થિતિમાં ઉદાહરણ પ્રસ્તુત ઉત્સર્ગના પૂર્વભાગમાં, એટલે ह्कारના શબ્દના અન્ત તરફ પ્રયાણના નિયમમાં, સમાવેશ પામે.

૬૦. પાડો એટલે ગણનાનું–ગુણાકારનું–કોષ્ટક; आंकनो पाडो

૬૧. माथादीट, घरदीट અને હેવા સમાસોમાં दीट વપરાયછે, જ્યહાં दीटનો અર્થ प्रति०, પ્રત્યેક—નું, per હેવો થાયછે; per head, per house, प्रतिमस्तक, प्रतिगृहम्, પ્રત્યેક માથાનું, પ્રત્યેક ઘરનું એ પ્રમાણે–કાઠિયાવાડમાં અને ગુજરાતના બીજા કેટલાક વિભાગોમાં दीठ વપરાયછે:

આ ઉદાહરણોની સંખ્યા એટલી મ્હોટી છે કે હ જવલ્લે જ લુપ્ત થાયછે હેવું મી૦ બીમ્સનું (પુસ્તક ૧, ૨૬૨ એ સ્થળે આપેલું) કથન અપર્યાપ્ત નિરીક્ષણ કે માહિતીને આધારે રચાયેલું ગણીને રદ કરવું પડશે.

✓ હનો લોપ અતન્ત્ર લાગે, પણ નિપુણ પરીક્ષણ કરતાં લોપનું કારણ કાં તો ઉચ્ચારવૈષમ્યમાં, કે લુપ્ત થતા હની અનુપયોગિતામાં, કે હેવી કોઈ વિશિષ્ટતામાં રહેલું પ્રાપ્ત થશે.

[હના લોપની આ ઘટનાનો આછો પ્રારંભ પ્રાકૃતમાં થાયછે. સિ. હે. ૮–૨–૩૪ માં ष्टनो ठ् થાય એ સામાન્ય નિયમ ધારતાં उष्ट्र, इष्टा અને सन्दष्टनी બાબતમાં અપવાદ કર્યોછે, હેમાં રૂપાન્તર ट થાયછે. ખરા વાગ્યા પારગત વિકારને, એટલે કે ष्टनो ठ् થયા પછી થતા हના લોપને, દર્શાવવાની આ માત્ર એક વ્યવહારસુગમ રીત છે; કારણ કે પ્રથમ ष्ने યોગે ट्मां હકાર આવવો જ જોઇયે.]

---

તાત્ત્વિક સ્વરૂપમાં ફેરફાર પામ્યા વિના જ ગુજરાની ઉપરાંત કેટલીક બીજી સમાનકક્ષ ભાષાઓમાં પ્રવર્તતા સહિયારા उत्सर्गो હવે લઇશું:

वर्ग (ग)

वर्ग (ग)–उत्सर्ग १. कोमल अनुस्वार.

कोमल अनुस्वार

उत्सर्ग १

આ અનુસ્વાર સંસ્કૃતમાં અજ્ઞાત હતો; અનુનાસિક ल् પણ, साँगिकान्‌માં છે ત્હેવો, પ્રબળ અનુનાસિક વર્ણને યોગે પ્રવર્તતો. પ્રાકૃતમાં પણ કોમળ અનુસ્વાર ન્હોતો. છેક અપભ્રંશના ઉદય સાથે જ આ કોમળ અનુસ્વાર શરુ થયો, શબ્દની મધ્યમાં તેમ જ અન્ત્યે; જેમ કે जिवँ, तिवँ, दवँलु, भवँर ઇત્યાદિમાં, જેમાંનો अनुनासिक वकार[६२] વસ્તુતઃ અનુનાસિક સ્વરની પાછળ રહેલો, કે હેવા સ્વર જોડે દૃઢમિશ્ર થયેલો, व છે; શબ્દને અન્ત્યે उ, हुं, हिं, ह[६३] એ અક્ષરોમાં પણ કોમળ અનુસ્વાર છે, જેમ કે तुच्छउ, विन्नडं, तहु, तहिं, जहिं, तेणहं; (कहंतिउ (=कुतः), હેમાં મધ્યમાં છે); नाहिं(=न हि सं.); मइं, तइं, वयणाइ (અનેક વચન), [६४]दहिँ, ઇત્યાદિ ઇત્યાદિમાં.

---

૬૨ सि हे ८–४–३९७.

६३. सि हे. ८–४–४११

६४ सि हे ८–३–२५, वृत्ति; હેનો પ્રચાર પ્રાકૃતમાં પણ છે. પરંતુ સામાન્યતઃ કોમળ અનુસ્વારનો છૂટથી પ્રયોગ કરનાર તો અપભ્રંશ જ છે.

અપભ્રંશના (અ) શબ્દ-અન્તર્ગત,

કોમળ અનુસ્વાર, અન્તર્ગત કે અન્ત્ય.

અને (आ) અન્ત્ય, કોમળ અનુસ્વારમાંથી ગુજરાતીમાં કોમળ અનુસ્વાર આવ્યોછે. બીજો પ્રકાર (आ) વિશેષતઃ અપભ્રંશમાંથી આવ્યોછે.

(अ) અન્તર્ગત

મૂળના તીવ્ર અનુસ્વારનું કોમળ થવું અને પૂર્વસ્વરનું દીર્ઘત્વ

(क)—અનુસ્વારની પૂર્વે હ્રસ્વસ્વર-પ્રાકૃત અને અન્ય મૂળભૂત ભાષાઓમાંનો તીવ્ર અનુસ્વાર ગુજરાતીમાં કોમળ બનેછે અને પૂર્વસ્વર દીર્ઘ થાયછે:—

| સં. | પ્રા. કે અપ. | ગુજ. |
|---|---|---|
| घकर्क[15] | घंकउं | घांकुं |
| रंक्वकः | रंकडउ | रांकडो |
| रंकः | रक्कु | रांक |
| शृङ्खला | संखला | सांकळ |
| दन्तः | दंतु | दांत |
| दन्तकः | दन्तउ | दांतो |
| सन्ध्या | संज्झा-सझा | सांझ |
| वन्ध्या | वंज्झा-वझा | वांझ(णी) |
| रण्डा | रंडा | रांड |
| जङ्घा | जंघा | जांघ[16] |
| आम्रकः | अंबउ | आंबो |
| ताम्रकं | तंबउं | तांबुं |
| संचरति | संचरइ | सांचरे |
| संस्मरति | संभरइ (प्रा.) [17]संभरइ (अप.) | सांभरे |

| | | |
|---|---|---|
| बिन्दुः | बिंदु | मींदु[૬૮] (बिन्दुक એ શક્ય રૂપ દ્વારા) |
| निम्बू | निंबू | लींबु |
| | (દેશ્ય) भड्ड | भांडे |
| | ,, णिंदिणी[૬૯] (=कुतृणोद्धरण) | नींदणी (અને હેમાથી નીંદવુ) |
| पृथुकः | पहुको[૭૦] | पूंख |

અપવાદ —

| | | |
|---|---|---|
| कान्त | कतु | वथ |
| कुड्मल | कुपल | कुँपळ |
| कुम्भकार | कुभार | कुँभार |
| कुण्डलक | कुडलउ | कुँडाळु |

ન ૧ અપવાદ એટલા માટે કે હેમા તીવ્ર અનુસાર અવિકૃત રહેછે, નં. ૨, ૩ અને ૪માં અનુસ્વાર કોમળ બનેછે છતાં પૂર્વસ્વર દીર્ઘ નથી થતો એટલા પૂરતા એ પણ અપવાદો છે

(ख) અનુસ્વારની પૂર્વે દીર્ઘસ્વર —

| | | | |
|---|---|---|---|
| કોમળ થયેલા | एकान्तरेण | | एकातरे |
| અનુસ્વારની પૂર્વે મૂળમાં | वाञ्छति | वाञ्छइ | वाच |
| દીર્ઘસ્વર | | | |

( અહિં અનુસ્વાર ગુજરાતીમા કોમળ બનેછે સં. लाङ्गल માંથી આવેલો મરાઠી नागर શબ્દ સરખાવો, હેમા આદ્ય અક્ષરનામાં અનુસ્વાર કોમળ છે )

અપવાદ:—

| | |
|---|---|
| बान्धव | भाण्डु |

(હેમાં અનુસ્વાર તીવ્ર રહેછે )

[ ટિપ્પણ —ઉપરાન્ત એ તીવ્ર અનુસ્વારવાળો એક વિલક્ષણ શબ્દ છે (હાવો કોઈ સસ્કૃત શબ્દ છે જ નહિ), વિલક્ષણ એટલા માટે કે तद्भव શબ્દોમાં સાધારણત દીર્ઘસ્વરની પછી આવતો અનુનાસિક કોમળ બનેછે

---

એ નિયમે समरद्द મારા થાયછે ग् મા અન્તર્ગત व હચ્ચાર દ્વારા ग् અને ह् ના સંયોગથી અહિં म्भ નિષ્પન્ન થાયછે (આગળ ઉપર, અનુનાસિક વિશેનો ઉત્સર્ગ જુવો)

૬૮ આ વ્યુત્પત્તિ વિશે મ્હારી ખાતરી નથી હું માત્ર તર્ક રૂપે રજૂ કરુઉં

૬૯ देशीनाममाला ૪, ૩૫ જુવો

૭૦ આ શબ્દ હેમચન્દ્રે પોતાના वक्रादिगण મા નથી આપ્યો (सि हे ૮-૧-૨૬) પણ देशीनाममाला, ૬,૪૪ માં હેણે પ્રસગવશાત્ पहुक શબ્દ પ્રાકૃત તરીકે વાપર્યોછે पारभहा पहुकम्मि

તીવ્ર અનુસ્વારને કારણે જણાતા આ શબ્દના સંસ્કૃતાભાસી રૂપને પરિણામે કેટલાક લોક હેનો तत् સાથે ખોટો સમાસ કરીને, ते उपरान्त ને બદલે तदुपरान्त કહેછે.]

(ग) ઉપર આપેલાં ઉદાહરણો હેવા વર્ગનાં છે કે જે પ્રાકૃતમાં તીવ્ર અનુસ્વાર જાળવે પણ ગુજરાતીમાં કોમળ બનાવી દે. બીજો એક શબ્દસમૂહ હેવો છે કે જે, મૂળમાં પ્રાકૃતસ્વરૂપ પર્યન્ત અનુસ્વાર હોય જ નહિ છતાં પણ, ગુજરાતીમાં કોમળ અનુસ્વાર વધારાનો ગ્રાસ કરેછે;[71] સંયોગનો લોપ થતાં પૂર્વસ્વર દીર્ઘ બનેછે અને સંયોગસ્થળની પૂર્વે એ અનુસ્વાર પ્રવિષ્ટ થાયછે. હેવા શબ્દો આ પ્રમાણેઃ—

પ્રાકૃતમાં ન હોય છતાં ગુજરાતીમાં કોમળ અનુસ્વાર પ્રાપ્ત કરતા શબ્દો; અનુસ્વારની પછીનો સંયોગ લુપ્ત થાયછે અને પૂર્વસ્વર દીર્ઘ બનેછે.

| સં. | પ્રા. કે અપ. કે દેશ્ય | ગુજ. |
|---|---|---|
| छिद्रकं | छिद्दउं | છીંડું |
| महार्घकं | महग्घउं | મોંઘું |
| स्वर्घकं | सुग्घउं | સોંઘું |
| मत्कुणः | मक्कुणु | માકણ[72] |
| मर्कटकः | मक्कडउ | માકડો[73] |
| खड्गकः | खग्गउं | ખાડું (જાતિ બદલીછે) |
| अक्षि | अक्खी | આંખ |
| उच्चकं | उच्चउं | ઊંચું |
| मक्षिका | मक्खिआ | માખી |
| | (देश्य) ढक्केइ | ઢાંકે |
| | „ खड्डइ | ખાડે[74] |

૭૧. આટલાપૂરતો આ उत्सर्ग હેમચન્દ્રના (૮-૧-૨૬ માંના) वक्रादावतः ની અનુવૃત્તિ ગણાય.

૭૨. देशीनाममाला ૬-૧૪ માં मकुण શબ્દ આપીછે (પ્રાકૃત શબ્દ તરીકે, જેના દેશ્ય પ્રતિનિધિઓ ढंकुण અને ढेंकुण છે). પરંતુ ૧-૨૬ માં मङ्कुण એ જ રીતે (એટલે પ્રાકૃત શબ્દ તરીકે) આપ્યોછે. આ શબ્દ એટલા માટે શંકાસ્પદ ગણવો જોઇયે.

૭૩. मक्कड અને फांकडो એ શબ્દ બંને ગુજરાતી છે પણ અનુસ્વાર વિષયે ઉપર મુજબનો જ પરસ્પર સંબંધ ધરાવેછે. વ્યુત્પત્તિથી હું અજાણ છું.

૭૪. ખાની ઉત્પત્તિ खण्डयति (સં.) માંથી સાધવી રહેલી છે. પરંતુ હેમચન્દ્ર (૮-૪-૨૬) खड्ड ને मृद् ના વિશિષ્ટ આદેશ તરીકે આપેછે. એથી મ્હેં હેને અહિં મૂક્યોછે.

| | | |
|---|---|---|
| उष्ट्र | उट्टु | ऊट |
| पिच्छकं | पिच्छउ | पींछु |
| ऋक्ष | रिच्छु | रींछ |
| निद्रा | निद्दा | नींदर |
| पृष्ठक | पुट्ठउ | पूठु |
| पृष्ठिका | पुट्ठिआ | पूठ्य[75] |
| इष्टिका | इट्टिआ | ईंट्य |
| अक्ष | अच्छु | आंस (=पैडानी धरी) |
| गुह्यक | गुज्झउ | गूंझु |
| अश्रु | अस्सु[76] | आंसु |
| मध्ये | मज्झि (म० माझि) | माहिं |
| अरघट्ट | अरहट्टु-(रहट)[77] | रेंट |
| भित्ति | भित्ती | भींत्य |
| वितस्ति | विहत्थी | व्हेंत्य |
| छिक्का | छिक्का | छींक |
| थूत्करोति | थुक्कइ | थूंक |
| | छड्डइ | छांडे |
| | भुक्कइ | भूंके |

[ટિપ્પણ -(સ ) પૃથુકા (પ્રા ) पहुआ હેમાંથી આવેલો શબ્દ पहुवा આ વર્ગનું ઉદાહરણ અશત બને, કારણ કે કોમળ અનુસ્વારનો આગમ છે તે પૂર્વસ્વર દીર્ઘત્વ વિનાજ થાયછે

દેશ્ય मक्कोडो (-डउ), ગુજ મંકોડો, એ પણ અપૂર્ણ ઉદાહરણ છે, કારણ અનુસ્વાર પૂર્વેનો સ્વર દીર્ઘ થતો નથી અને અનુસ્વાર તીવ્ર છે

---

૭૫ જેમ કે હની પૂઠ્ય લીધી—હેની પાઠળ પાછળ, બરાબર માફક, ગયો

૭૬. હેમચન્દ્ર વક્રાદિગણમાં अंसू આપેછે પણ શાન્તલમાં સુઅન્તિ અસ્સૂનિ સ્દાઆ એમ છે. એ પ્રમાણે મેં પ્રાચીનતર શબ્દરૂપ દર્શાવવા अस्सु સ્વીકારેલછે

૭૭. जाणे रहट तणी घम्माल ।

(ભીમકવિકૃત હરિલીલા ૮,૪૨)

અહિ રંમાં અનુસ્વાર કોમળ છે એ છંદની માત્રાગણનાથી જણાયછે

મૂળથી જ દીર્ઘસ્વર-વાળા, કોમળ અનુસ્વાર પામતા શબ્દો.

(ઘ) નીચેના શબ્દોમાં કોમળ અનુનાસિક પ્રવિષ્ટ થાયછે પરંતુ મૂળથી જ દીર્ઘસ્વર હોયછેઃ—

(अ)

| સં. | પ્રા. કે અપ | ગુજ. |
|---|---|---|
| पाशक | पासउ | फांसो[७८] |
| निक्षिपति | निक्खिवइ | नांखे |
| वेष्टते | (वेढइ वेडइ)[७९] | वींटे |
| छाया | छाआ | छांय (छांयडो)[८०] |
| प्रतिछाया | पडिच्छाआ | पडछांयो (पडछांयो पण)[८०] |
| हास | हासु | हांसी |
| बाधकः | बाधउ | बांधो |

(आ) અન્તમાં કોમળ અનુસ્વાર લેતો બીજો શબ્દગણ છેઃ—

| સ. | પ્રા. કે અપ | ગુજ. |
|---|---|---|
| मुखक | मुहउं | म्हीं (म्हों पण) |
| मा | मा | मां (निषेधार्थ) |
| शत | सय | सें |
| पारणा | पारणा | पारणां |
| यमुना | બારોબાર | जमनां |
| मथुरा | બારોબાર | मथुरां |
| अधुना | अहुणा | हमणां |

૭૮. પ્રાકૃતમાં સ્પર્શનું फास તેમ જ पास બનેછે (સિ હે. ૮-૪-૧૮૨), પણ ફાંસોમાં અર્થ જશે છે. स्पर्श=touch, फांसो=a snare, એ અર્થ પાશમા રહેલો છે માટે ઉપર પ્રમાણે વ્યુત્પત્તિ આપીછે

૭૯ સિ હે ૮-૪-૨૨૧ પ્રમાણે वेष्ट्નું પ્રાકૃત वेढ થવું જોઇએ. પરતુ વાગ્વ્યાપાર-રૂપ શૃંખલાને આ છેડે ગુજરાતીમાં वींटवु, અને પેલે છેડે, સંસ્કૃતમાં, वेष्ट्નું સાક્ષાત્ અસ્તિત્વ જોતા એ સૂત્રની ગુજરાતીપરત્વે અવગણના કરિયે, અને ष् નો ड થાય એમ મ્હેતો સિ હે ૮-૨-૩૪ માનો વ્યાપક નિયમ લાગૂ પાડિયે, તો ખોટું નથી

૮૦ જાતિ બદલવાથી અને ड પ્રત્યય ઉમેરવાથી छांयडो પ્રાપ્ત થાયછે, અને पडछांयो માત્ર જાતિ બદલવાથી જ પ્રાપ્ત થાયછે. સંસ્કૃતમાંથી પ્રાકૃતમા અને ગુજરાતીમા સક્રમણ થાય તે દરમ્યાન જાતિપરિવર્તન થવાના પ્રસંગો સુવિદિત અને સખ્યાબધ છે

ટિપ્પણ:—

(૧) આ ઘટના કોઇ વાર ફારસીમૂલક શબ્દોને પણ લાગૂ પાડવામાં આવેછેઃ—

दुनिया (ફા.) दुनियां (ગુજ.)

(૨) म्हां અને सं માંનો કોમળ અનુસ્વાર સં. પ્રત્યય મૂનો અવશેષ છે એ સ્પષ્ટ છે. મધુરાંના અનુસ્વારનું કારણ એકદમ સમજી સકાતું નથી; બાકીના શબ્દોમાં અન્ત્ય અનુનાસિક વર્ણની અસરને પરિણામે કોમળ અનુસ્વાર આવ્યોછે.

પ્રારંભમાં જ અન્ત્ય અનુસ્વારવાળા શબ્દો અપાઈ ચૂક્યાછે તે ઉપરાંત વધારામાં ઉપરનો શબ્દગણ આપ્યોછે.

## उत्सर्ग २.

વર્ગ ग ઉત્સર્ગ ૨. અનુસ્વારનો લોપ; પૂર્વ સ્વરનું ક્વચિત્ દીર્ઘત્વ, અથવા એ હ્રસ્વ રહેતાં તે પછીના વ્યંજનનું કવચિત્ દ્વિત્વ.

કેટલાક શબ્દોમાં મૂળનો અનુસ્વાર, સંભવ છે કે કોમલ થવાની ઘટનામાંથી પસાર થઇને, કાલક્રમે તદ્દન લુપ્ત થાયછે, અને પૂર્વસ્વર કવચિત્ દીર્ઘ બનેછે, કવચિત્ હ્રસ્વ રહેછે; અને હ્રસ્વ રહે તો તે પછીનો વ્યંજન સંક્રાન્તિ દરમ્યાન, કેટલાક પ્રકારોમાં, બેવડાયછે.

ઉદાહરણો:—

| સં. | પ્રા. કે અપ. કે દેશ્ય | ગુજ. |
|---|---|---|
| (૧) रिंखति | रिंखइ | रीखे (ઘુંટણીએ ચાલે) |
| (૨) मंजूषा | मंजूसा | मजूस |
| (૩) विम्बकं | विंबउ | चीबुं |
| (૪) महत् (कं) | महन्तउं (महन्तुउं, महद्दउं)[૮૧] | म्होटुं |
| (૫) वल्ल | (બારોબાર–પ્રા. ગુજ. वालंभ)[૮૨] | वालम |
| (૬) | (દેશ્ય) पडंचा[૮૩] | पणछ |

૮૧. સિ. હે ૮–૨–૧૭૪ મા महन्त શબ્દ ગોણાદિ ગણ્યાછે.

૮૨. આવિયા નિહાં वालम (વસન્તવિલાસ, ૫૦. વિ. સં. ૧૫૦૮)–આ શબ્દના વ્યુત્પત્તિક્રમના બીજા વિકલ્પ માટે પાછળ પૃષ્ઠ ૩૧૫, નોટ ૪૭ જુવો.

૮૩. દેશીનામમાલા ૬,૧૪ જુવો. કેટલાક લોક पच्चाના સંસ્કૃત મૂળ શબ્દ તરીકે प्रत्यचा ઘટવાનો પ્રયાસ કરેછે; પરંતુ આ પ્રકારનો શબ્દ પ્રમાણરહિત છે.

| | | |
|---|---|---|
| (૭) | „ दंतवण[८४] | दातण |
| (૮) शङ्के | शके | शके (=જાણે[८५] as if) |
| (૯) सतापयति | संतावेइ | सतावे |
| (૧૦) विसवादयति | फंसावेइ[८६] | फसावे |

[ ટિપ્પણો:—

(અ) જેમાં संतापयतिનો અનુસ્વાર કોમલ બનેછે અને प અવિકૃત રહેછે તેવો એક પ્રયોગ છે. હેને સીધો વ્યુત્પન્ન થયેલો ગણાય:—

सकल कला तु निशाकर शा करंसइ रि सताप।

(वसन्तविलास, ४२)

(આ) બીજી બધી રીતે દેખીતા तत्सम શબ્દની અંદર આ અનુસ્વાર કોમલ થવાની ઘટના અન્ય સ્થળોએ પણ દૃષ્ટિગોચર થાયછે; જેમ કે

शकुन विचारि संभाविआ आविआ तिहां वालंभ।

(એ જ ગ્રન્થ, શ્લોક ૫૦)

અહિંયાં છન્દની માત્રાસંખ્યા જાળવવાને संभाविआનો અનુસ્વાર અવશ્ય કોમળ ઉચ્ચારવો પડે. ]

(૧), (૩), અને (૭) એ ઉદાહરણોમાં પૂર્વસ્વર દીર્ઘ થાયછે. બાકીનામાં હ્રસ્વ રહેછે, જે પૈકી માત્ર એકમાં, નં. (૪) માં, પછીનો વ્યંજન બેવડાયછે (मद्दत्त).

---

૮૪. देशीनाममालाના दतवण દેશ્ય શબ્દ તરીકે નથી આપ્યો પરંતુ ૨–૧૨ અને ૧–૩૨ માં બીજા દેશ્ય શબ્દો સમજાવતાં આ શબ્દનો (એમ જણાયછે કે પ્રાકૃત શબ્દ તરીકે) પ્રયોગ કર્યોછે પરંતુ સંસ્કૃત પર્યાય दतधावन હોય તોપણ दतवणનો તો દેખાવ જ ચોખ્ખો દેશ્ય શબ્દ જેવો છે; પછી હેને, બ્લુમફીલ્ડ જેને haplology (एकशेपत्व) કહેછે તે ઘટનાનું ઉદાહરણ ગણવામાં આવે તો જૂદી વાત.

૮૫ शङ्के (હું ઉત્પ્રેક્ષા કરું) ક્રિયાપદનો પ્રયોગ સંસ્કૃતમાં उत्प्रेक्षाના વ્યંજક શબ્દ તરીકે થાયછે. એ ઉપરથી ગુજરાતીમાં शके એ અવ્યય, "કેમ જાણે કે" એ અર્થનું, ઘડાવવામાં આવ્યુંછે —

शके गिरि करीने भग। स्तन वे मध्य व्हेछे गंग ॥

પ્રેમાનંદ, નળાખ્યાન. ૫, ૮.

૮૬ कुमारपालचरित, ६,८८ જુવો. મ્હારો પોતાનો મત તો હેવો છે કે આ फसावेइ ક્રિયાપદ फासु, पाश ઉપરથી ઘડાયેલુંછે

અનુસ્વારલોપની ઘટના બીજરૂપે મૂળ પ્રાકૃતમાં જોવામાં આવેછેઃ સિ. હે. ૮–૧–૨૮, ૨૯ એ પ્રસંગોચિત ઉદાહરણો છે. એ સૂત્રોથી विंशतिः નું પ્રાકૃત वीसा થાયછે, त्रिंशत् નું तीसा, ઇત્યાદિ. આ રીતે પ્રસ્તુત ઉત્સર્ગને અનુપૂર્તિ ગણી સકાય.

## उत्सर्ग ३.

વર્ગ ग ઉત્સર્ગ ૩. કેટલાક શબ્દોમાં ઉમેરાતો તીવ્ર અનુસ્વાર.

નીચે આપેલા શબ્દો અનુસ્વાર પ્રાપ્ત કરેછે પરંતુ તેને તીવ્ર જાગતો રાખેછે, જેથી મૂળમાંના સંયોગની માત્રાસંખ્યા એમની એમ રહેછેઃ—

| સં. | પ્રા. કે અપ. કે દેશ્ય | ગુજ. |
|---|---|---|
| | ( देश्य ) धत्तूरो | धंतूरो |
| वादित्र | પરભારો | वाजिंत्र |
| पक्षी | पक्खी | पंखी |
| पक्षकः | पक्खउ | पंखो |
| विज्ञप्तिः | विण्णत्ति | विनंति (विनंती) |

[ સં. मित्रમાંથી આવેલ હિન્દી मिंत સરખાવો. તેમ જ वसन्तविलास પૃ. ૫૦ માંથી ઉપર ટાંકેલો, સં. वल्लभમાંથી આવેલો, ગુજરાની वालंभ સરખાવો.]

ગુજરાતીમાં અનુસ્વારના ઉચ્ચારણના નિયમો; તીવ્ર, કોમલ, કોમલતર અને કોમલતમ અનુસ્વાર.

ગુજરાતીમાં અનુસ્વારના ઉચ્ચારણ માટે નિયમો નીચે પ્રમાણે આપી સકાયઃ—

(क) तत्सम અને तद्भव શબ્દોમાં હ્રસ્વસ્વર પછી આવતો અન્તર્ગત અનુસ્વાર હમેશાં તીવ્ર છે, જેમ કે अंक, कुंड, निंदा, नंग, कुंडल ઇત્યાદિ.

( ख ) तत्सम શબ્દોમાં દીર્ઘસ્વર પછી આવતો અનુસ્વાર તીવ્ર છે; જેમ કે कांत, पदांव, एकांत, नरेंद्र ઇત્યાદિ.

( સાધારણ રીતે આ શબ્દો कान्त, नरेन्द्र એ રીતે પાછળના વ્યંજનને માથે એ જ વર્ગનો અનુનાસિક વ્યંજન જોડીને લખાયછે, એટલે આ પ્રકાર અનુસ્વારનો ન ગણાય ).

(ग) तद्भव શબ્દોમાં દીર્ઘસ્વર પછી આવતો અનુસ્વાર કોમલ છે, જેમ કે रांक, राकडो, कांठो, आंधळो; पींछु, रींछ, वींछी; पुंछडुं, रूंधवु; सेंचवुं; सोंपवुं; ઇત્યાદિ.[૮૭]

અપવાદઃ—ઉપરાતમાં અનુસ્વાર તીવ્ર છે જે एकान्त કે હેવા કોઈ શબ્દના સામ્યાભાસનું પરિણામ છે.

(घ) तद्भव શબ્દના અન્ત્યસ્વરની ઉપર રહેલો અનુસ્વાર કોમલતર છે; જેમ કે दहिं, अहिं, नहिं, घउं; ઇત્યાદિ.

(ह) નીચેના પ્રકારના શબ્દોમાં હ્રસ્વસ્વરની પછી આવતો અન્તર્ગત અનુસ્વાર કોમલતર છે; જેમ કે कुँवारो, कुँवळ, सुँवाळो, ઇત્યાદિ.

[ આ, એક રીતે, (क) નિયમનો અપવાદ છે. ]

(च) तद्भव શબ્દોના ( નાન્યતર જાતિ કે ક્રિયાપદોનું વર્તમાનકાળ પ્ર. પુ એકવચનનું રૂપ દર્શાવતા, કે हुं જેવા શબ્દોના ) અન્ત્ય उ પછીનો અનુસ્વાર કોમલતમ છે; જેમ કે शुं, सारु, कालुं, पाडुं, आपुं, आपुंछु; हुं; ઇત્યાદિ.

કોમલ અનુસ્વારનો ગુજરાતના જૂદા જૂદા વિભાગમાં ન્યૂનાધિક શૈથિલ્યવાળો ઉચ્ચાર.

હમણાં જ (च) માં દર્શાવેલા કોમલતમ અનુસ્વાર વિશે એક વાત ધ્યાન ખેંચનારી છે; તે એ કે ગુજરાતના જૂદા જૂદા વિભાગોમાં હેનો ઉચ્ચાર ઓછાવધતા જોરથી કરવામાં આવેછે, અને એ વૈવિધ્યની દેશવ્યવસ્થા અંદાજે નીચે પ્રમાણે છેઃ—

સુરત અને ભરુચ જીલ્લામાં અને કાઠિયાવાડમાં કંઈક તીવ્ર, લગભગ પ્રશ્લતમ કોમલ અનુસ્વાર જેવો, ઉચ્ચાર થાયછે;

અમદાવાદ જીલ્લામાં અને હેની આજૂબાજૂમાં હેનું બળાબળ મધ્યમ છે, અને એ ખરો કોમલતમ ઉચ્ચાર છે; અને

ચરોતરમાં (વાત્રક અને મહી નદીઓના મધ્યદેશમાં) એ શિથિલતમ છે, લુપ્તપ્રાય છે.

[ ટિપ્પણીઃ—

(૧) કવિતામાં અન્ત્ય उं (તેમ જ नहिं, दहिं ઇત્યાદિમાં છે ત્હેવો इं) યથેચ્છ ગુરુ કે લઘુ (માત્રાસંખ્યામાં) ગણાયછે. આ માત્ર કવિસમય છે.

૮૭ तद्भव શબ્દોને અન્તે आ પછી (જેમ કે ઉકારાન્ત નાન્યતરજાતિનાં નામોનાં અનેકવચનમાં), અથવા ए અને ओ પછી, આવતો અનુસ્વાર પણ કોમલ છે જેમ કે गाडां, पाडां, हें (उद्‌गार)=शुं ?, मों–ભૂગળના નાદનું અનુકરણ કરતો અવાજ.

ઉદાહરણોઃ—

(અ)

| સં. | પ્રા. ૬ અપ. | | ગુજ. |
|---|---|---|---|
| | (૬૨૫) णिरिअं | णिरियुं | नर्युं |
| लट्टुकः | लट्टुअउ | लट्टुवउ | लाडुवो |
| वटुककः | वटुअउ | वटुवउ | वहुवो |
| वणिक् (+क) | वाणिअउ | वाणियउ | वाणियो |
| लघुवकं | हलुअउं | हलुवउं | हळुं |
| गुरुकं | गरुअउ | गरुवउं | गरुं |
| कटुकं | कडुअउं | कडुवउं | कडवुं |

(આ)

| | | | |
|---|---|---|---|
| प्रस्वेदकः | परसेअउ | परसेवउ | परसेवो |
| लामकः | लाहउ | ल्हाअउ ल्हावउ | ल्हावो |
| प्रोतकं | प्रोयउं | | परोव्युं |
| निश्च्योतितकं | निचोइअउं | | निचोव्युं |

[रस नीचोयु तिहां तन कालि ભાલણકૃત कादम्बरी,
પૂર્વભાગ; કડવું ૧૫, પં. ૨૦૯.
અહિ नीचोयुंછે તે વ્ આગમના પ્રક્ષેપ પ્હેલાનો ક્રમ છે.]

| | | | |
|---|---|---|---|
| आयातकः | आयाअउ | आयो | आव्यो |
| विगूहितकं, | विगूहिअउं | विगूइअउं | वगोव्युं |

[આપ્ટે માત્ર विगूढ=નિન્દિત, ઠપકો પામેલું, એ આપેછે; જેમાંથી અનુમાનપ્રાપ્ત विगूह्=નિન્દવું, ઠપકો આપવો, એ ધાતુ સ્વીકારાય.

(૧) "सृष्टि सर्व वगोई (પ્રેમાનન્દકૃત नळाख्यान, ગૂ. કા. દો. પૃ. ૧૯૬

(૨) वळी विगोइ विविध परे रति सुंदरी थइ तेह
(शीलवतीनों रास, ૬–૧૬–દુહો ૩.)

वगोई અહિ વ્ આગમ વિનાનો ક્રમ દર્શાવેછે.

| | | | | |
|---|---|---|---|---|
| विलोडितकं | विलोडिअउं | विलोइअउं | वलोव्यु | (=મથ્યું). |

[ડનો લોપ સાધારણ ઘટના નથી એટલાપૂરતી આ વ્યુત્પત્તિ તર્કરૂપ છે. પરંતુ આ શબ્દને અપવાદ ગણવાનાં સારાં ગણાય હેવાં કારણો છે; विलोडण (સિન્ધી) એટલે 'વલોવવું'; આપ્ટેના સં. અં. શબ્દકોષમાં विलोडनंના 'ક્ષોભ, સંચાલન, મથન' એ અર્થો આપ્યાછે; અને विलोडितंનો અર્થ butter-milk (માખણ ઉતાર્યા પછી રહેતો અવશેષ) હેવો આપ્યોછે.]

આ ઉદાહરણોમાં, એટલે इय, उववाळा પ્રકારોમાં પ્રવર્તતી ઘટનાને इनो इय् અને उनो उव् હેવું સાધારણ સંધિકાર્ય ગણિયે તોપણ ખોટું નથી. પરન્તુ સિ. હે. ૮-૧-૮, स्वरस्योद्वृत्त અને ૮-१-६, नयुवर्णस्यास्वे એ સૂત્રો હાવા સંધિકાર્યનાં પ્રતિબન્ધક હોઇને આ આગમનો પ્રક્ષેપ કલ્પવો પડ્યોછે. એમ ન ગણિયે તો આપણે ખુશીથી કહી સકિયે કે હેમચન્દ્રનાં આ પ્રતિષેધસૂત્રોની આ પ્રકારના અપભ્રંશ-ઉત્તરકાલીન વિકારોમાં પ્રવૃત્તિ નથી થતી. છતાં આગમ-વાદ મ્હને વધારે સ્વાભાવિક લાગેછે.

સાધારણ સંધિકાર્યથી આ ઘટનાની ભિન્નતા

## उत्सर्ग २२

### संप्रसारण

આ વાગ્વ્યાપારઘટના સંસ્કૃત જેટલી પુરાણી છે, પરંતુ અહિંયાં આપણું કામ અપભ્રંશ-ઉત્તરકાલીન રૂપોમાં હેની પ્રવૃત્તિ અને હેનાં નિયામક તત્ત્વો તપાસવાનું છે. આ ઉત્સર્ગના નીચે આપેલા વર્ણનથી સ્થિતિ સ્પષ્ટ થશેઃ—

સંપ્રસારણ; હેની પ્રચારમર્યાદા

**य् અને व् જેનાં અંગભૂત હોય હેવી વર્ણશ્રુતિના સ્વર ઉપર સ્વરભાર પડતો હોય ત્હારે સ્વરમધ્યવર્તી य् અને वने સ્થાને હેનું સંપ્રસારણ આવેછે.**

ઉદાહરણોઃ—

| સં. | પ્રા. કે અપ. | | ગુજ. |
|---|---|---|---|
| य् નો इ-<br>हृदयकं | { हियअउं[१८८]<br>हयअउ } | | हइयुं |
| शतकक | ષ્હારોષ્હાર | सयकउं | सइकु (सैकु) |
| विह्वलकं | { विहलउं<br>व्हिअलउ<br>व्हियलउं } | व्हिइलउं | { व्हीलुं<br>वीलुं |
| वायुः | वायू | वाइउ | वाई[१८९] |

---

૧૮૮. જો हिअअउ, અને પછી, इ અને अ ના વ્યત્યયથી, हइअउ એ ક્રમો સ્વીકારવામાં આવે તો આ શબ્દને પ્રસ્તુત ઉત્સર્ગ ની બ્હાર મૂકવો પડે. બે વિકલ્પોમાંથી કિયો પસંદ કરવો એ ઠરાવવું અઘરૂં છે.

अइ પ્રયુક્ત રહેછે એ વિશે ઉપર પૃ. ૧૫૧ નો રહેલો પેરા જુવો.

૧૮૯ वाइउ નો उ પૂર્વે ચર્ચેલા ઉત્સર્ગ ૨૦ અનુસાર લુપ્ત થાયછે वाइ=અપસ્માર, ફેફરૂ (હાલની ગુજરાતીમાં). માંડણકૃત रामायणमा वायुपुराणने સ્થાને वाइपुराण પ્રયોગ છે. (એ ગ્રન્થની નકલ સાલ વિ. સં. ૧૫૭૪. હેનો ખંડ ૭૦ મો, કડી ૧૦૭૪મી, ચાલુ સંખ્યા.)

| | | | |
|---|---|---|---|
| पादकः | पायअउ | पाउअउ | पाइयो (ખાટલા ખુરશી ઇત્યાદિનો 'પગ'.) |
| व्यक्तिः | બ્હારોબ્હાર | वियगति[૧૯૦] | वीगत[૧૯૧] |
| धुर्यः | બ્હારોબ્હાર | | धोरी[૧૯૧] |
| व्यवहारः | विवहारु | | वेपार |
| दीपवर्तिः | दीवयट्टी | दीवट्ट | दीवेट (=વાટ) |
| व નો उ– | | | |
| ध्वनिः | બ્હારોબ્હાર | | धून[૧૯૧] |
| स्वरः | " | | सूर[૧૯૧] |
| द्वि | " | दुइ | दु[૧૯૧] (दुमाचियो, दुपट्टो ઇત્યાદિમાં.) |
| ૧૯૧ सुवर्णकं } स्वर्णकं } | सुवण्णउं | सुण्णउं | सनुं |

૧૯૦. વિ. સ. ૧૬૬૨ ના એક લેખમાં वत्ति ઉપલબ્ધ છે: "संवत् १६६२ वर्षे जेष्ट वदि ११ निघाटे छेली लडकीना लाकडा ८ उ ॥ मूर्जीण मूक्याछि तेहनी वत्ति, कोरी २ सौभाग्यवती १ ढाकणु १" (विमलप्रबन्धनी પ્રસ્તાવના, પૃ. ૩૯) व्यक्ति=પ્રકટીકરણ; વિગતવાર નિવેદન. એ ઉપરથી वीगत detail.

૧૯૧. धून=મનનો અભિનિવેશ, મનોગ્રહ; મૂળ શબ્દ ध्वनि=નાદ, સતત રણકાર, ઘંટ વગાડ્યા પછી રહે હેવો; अलंकारशास्त्रમાં ध्वनिનો અર્થ થાયછે તે સરખાવો, એ અર્થ, 'व्यङ्ग्य', હાને જ ઓપમ્યે ઉદ્ભવ્યોછે. માટે धून એટલે કોઇ પદાર્થ કે વિચારનો કેમ જાણે કે રણકાર મગજમાં રમ્યા કરે તે.

ध्वनि, स्वर, द्वि, व्यक्ति, धुर्य હેમાનાં व् અને य् સ્વરમધ્યગત નથી એ સ્પષ્ટ છે. પણ અલ્પ સ્વરભક્તિ જેવા કશાકના પ્રવેશથી પ્રથમ સ્વરાન્તરિત સ્થિતિ પ્રાપ્ત થાયછે, જેમકે धउवनि, सउवर, दउवि, वइयक्ति, धुरइय. આ સ્વરભક્તિ ૧/૮ માત્રાની ગણાય.

**સ્વરભક્તિ; કેટલાક શબ્દોમાં સંપ્રસારણમાં હેનો વ્યાપાર**

હેનું સ્વરૂપ અંશતઃ વિપ્રકર્ષ જેવું અને અંશતઃ સ્વરભક્તિ જેવું છે; કારણ કે સ્વરભક્તિમાં પ્રક્ષિપ્તસ્વર अ કે ए હોયછે, જ્યહારે વિપ્રકર્ષમાં વિશ્લિષ્ટ થતી સંયોગ શ્રુતિનો જ સ્વર આવેછે (तत्त्वरता, प्रा. प्र. ३–५९), અથવા હેમચન્દ્ર (૮–૨–૧૦૦ થી ૧૧૫) અનુસાર अ, इ કે उ આવેછે. આપણાં ઉદાહરણોમાં પ્રક્ષિપ્ત સ્વર उ કે इ છે એટલું વિપ્રકર્ષ જોડે સામ્ય છે, પણ એ આગમનું ઉચ્ચારમાન ૧/૮ માત્રા છે એ વાતમાં સ્વરભક્તિ જોડે સાદૃશ્ય છે. આગન્તુક સ્વરના આ સૂક્ષ્મ પ્રમાણને કારણે હું હેને સ્વરભક્તિનો પ્રકાર કહેવાનું પસંદ કરૂંછું–જો કે પ્રા. तुवरह (સં. त्वरते)માં નમુનો મળેછે. ખરું જોતાં વિપ્રકર્ષના બધા પ્રસંગો વૈદિક સ્વરભક્તિનો જ ઉત્તર વિકાસક્રમ છે. આધુનિક ભાષાઓમાં શબ્દોના સંક્રમણ પ્રસંગે વૈદિક સ્વર

| | | | | |
|---|---|---|---|---|
| सर्वः | सव्वु | सव | सउ | सौ, सहु. |
| सलावण्यकं | सलावण्णउं | सलवण्णउं | सलउण्णउ<br>सलऊणउं | सलूणुं |
| प्रतिवेशी<br>प्रतिवासी | प-पाडिवेसी[१९२]<br>प-पाडवसी | | पडउसी<br>पाडउसी | पडोशी<br>पाडोशी |
| कषपट्टिका | कसवट्टिआ | | कसउट्टी<br>कसऊट्टी | कसोटी |
| कुंकुमपत्रिका | कंकवत्तरी | | कंकउत्तरी<br>कंकऊत्तरी | कंकोतरी |
| कालपत्रिका | | | कालवत्तरी<br>कालउत्तरी<br>कालऊत्तरी | काळोतरी |

ટિપ્પણઃ—

(અ) ડૉ. ટેસિટોરી ("Notes," § ૫૨માં) સંપ્રસારણનાં ઉદાહરણો પૈકી નીચેનાં આપેછેઃ—

अभिंतर < अभ्यन्तर

भवि < भव्य

विवहारी < व्यवहारी

सुपन < स्वप्न

---

ભક્તિનો પ્રવેશ માત્ર એક નૈસર્ગિક તત્ત્વરૂપે થાયછે, અને એજ કારણે વૈદિક સમયથી આધુનિક ભાષાના યુગમાં વ્યવસ્થા બદલાયછે. दुइ હિંદીમાં ઉપલબ્ધ છે. સામાન્ય હિંદીનું दो કાં તો इ લોપ થતાં રહેલા दु માંથી આવે અથવા તો ફારસી दू-दो સાથે સંબદ્ધ હોય ગુજરાતીમાં दुपट्टो ઇત્યાદિ સમાસોના પૂર્વપદ તરીકેજ दु વપરાયછે, જે હિંદીમાંથી આણી મૂકેલ હોય તો સંભવે.

स्वर्णમાં સ્વરભક્તિના વ્યાપારથી सुवण्ण થયું માની શકાય. ધોરી ૧. મ્હોટો બળદ; ૨ મુખ્ય, જેમ કે ધોરી માર્ગ, રાજમાર્ગ સંપ્રસારણના વીગતવાર ઉત્પત્તિદર્શન માટે વ્યાખ્યાન ૪ થું, ખંડ ૧ ઉપરની ટિપ્પણ આ જુવો, ઉપર પૃ. ૧૮૦-૮૧ મે.

જો द्वि, द्'वि, दुवि, दुइ (व લોપથી) એ ક્રમો (द्उवि, दउउइ-दुइ ને બદલે) સ્વીકારાય તો આ ઉદાહરણને સંપ્રસારણમાંથી બાદ કરવું પડશે. માર્કણ્ડેયે (प्राकृत सर्वस्व, ૩-૧૬ માં) આપેલું द्वार-दुआर (दुवार द्वारा) એ ઉદાહરણ આ મતનું સમર્થન કરતું જણાયછે. કારણ કે दुआरમાં સંપ્રસારણને અવકાશ છે જ નહિં.

૧૯૨. અહિંયાં प्रति વિકલ્પે पडि કે पाडि બનેછે તે સિ હે. ૮-૧-૪૪ अतः समृद्ध्यादौ वा ॥ એ સૂત્રના નિયામકતત્ત્વને અનુસરીને બનેછે; હેમા समृद्धयादि ને આકૃતિગણ કહ્યોછે, અને प्रति વાળાં ત્રણ ઉદાહરણો આપ્યાછે (प्रतिपद्, प्रतिसिद्धि અને प्रतिस्पर्धिन्). पाडोशीનો प्रातिवेश्मिक પણ મૂળશબ્દ શક્ય છે; પણ બહુ સંભવિત નથી.

પરંતુ આ બધાં ઉદાહરણો પ્રથમ સ્વરભક્તિનાં અને પછી સંપ્રસારણનાં છે. य् અને व् સ્વરાન્તરિત હોવા જોઇયે એ પ્રવૃત્તિમર્યાદાનો હેમણે નિર્દેશ નથી કર્યો, અને સ્વરભક્તિનો ખ્યાલ હેમના લક્ષબ્હાર રહ્યો હોવો જોઇયે.

(આ) પ્રારંભમાં જ કહ્યુંછે તેમ સંપ્રસારણનો વિધિ સંસ્કૃત જેટલો પુરાણો છે.

સંસ્કૃત રૂપાન્તરોમાંના અને અપભ્રંશોત્તર રૂપાન્તરોમાંના સંપ્રસારણ વિધિની તુલના

इग्यणः संप्रसारणम्, પાણિનિ ૧-૧-૪૫, હેમાં લક્ષણ આપ્યુંછે, અને જેમા આ વિકાર થાયછે હેવા શબ્દો ભાષામાં વિવિધ સ્થળે સર્વત્ર પથરાયલાછે. સંસ્કૃતમાં સંપ્રસારણની પ્રવૃત્તિના નિયમો કાંઇક જુદા છે, જેમ કે वच्नुं અભ્યાસયુક્ત પરોક્ષ ભૂતકાળ તૃતીય પુરુષ એકવચન उवाच છે, જેમાં ववाचनो व संप्रसारण પામે છે; એ સાવ આદ્ય છે, સ્વરાન્તરિત નથી. (કારણ કદાચ બે વકારનું નિકટ સાન્નિધ્ય હશે). ऊचतुः (દ્વિ. વ.), ऊचुः (બ. વ.) હેમાં જૂદો જ સ્થિતિયોગ છેઃ उवचतुः, उवचु–અહિં वमां आने બદલે अ છે, એટલે ગુરુસ્વર आनी પ્રબળ રક્ષણશક્તિ નષ્ટ થઈછે, અને વળી व् સ્વરાન્તરિત છે.

व्यधूनां विध्यति–विद्ध એ રૂપોનો व्यथते–व्यथितथी ભેદ આ રીતે દર્શાવી સકાય –પ્હેલા પ્રકારમાં ध्य અને द्ध સયોગો છે એટલે व्यनुं ઉચ્ચારણ કાંઇક વિષમ બનાવેછે અને પરિણામે સ્વરભક્તિ પ્રવેશ પામીને व्यને ફાડીને वृध्य બનાવેછે અને સ્વરાન્તરિત य् સંપ્રસારણ પામેછે. બીજા ઉદાહરણમાં–व्यथते માં–સાદો थ કાંઇ પણ કારણભૂત વિઘ્ન ઉપજાવતો નથી.

विद्वस्–विदुष–विदुषा ઇત્યાદિમાં, अनड्वाह–अनडुह्–अनडुहा જેવા પ્રકારોમાં સ્વરભક્તિ (विद्उँवस्, अनड्उँवाह् ઇત્યાદિ બીજભૂત પૂર્વક્રમ છે એ સ્પષ્ટ છે.

પરંતુ સંસ્કૃતમાંના સંપ્રસારણના સઘળા પ્રકારોની પૃથક્ક્રિયામાં ઊતરવું શક્ય નથી. એ પ્રકારો સ્વતન્ત્રરૂપે અલગ પડેછે. હું માત્ર જ્યહાં ખુલાસો શક્ય હોય ત્યહાં અન્વેષણ માર્ગ જ સૂચવુંછું. પણ મ્હારો તર્ક હેવો છે કે સંસ્કૃત, પ્રાકૃત, તેમ જ અપભ્રંશોત્તર અવાન્તરક્રમો, એ સર્વે પ્રકારોમાં વ્યાપી રહેલો એક તત્ત્વભૂત સર્વસાધારણ નિયમ અવશ્ય મળી આવશે.

---

અહિંયાં હું વ્યાખ્યાન ૪ થાનો બીજો વિભાગ સમાપ્ત કરુંછું, અને ત્રીજા એટલે છેલ્લા વિભાગમાં બાકી રહેલા, પ્રમાણમાં ગૌણ ગૌરવવાળા, ઉત્સર્ગો ચર્ચીશ.

## પરિશિષ્ટ અ.

### ( વ્યાખ્યાન ૪ થુ, ખંડ ૨, પૃષ્ઠ ૨૮૭; નોટ ૩ )

### મ્હોટુ–હેની વ્યુત્પત્તિ

'હું મ્હોટુને નીચે મુજબ વ્યુત્પન્ન કરૂંછું:—

महत् ( कं ) સં.-महन्तउ ( પ્રા. ); આ રૂપ સિ. હે. ૮–૨–૧૭૪ માં गोणादि निपाताःમાં દર્શાવેલુંછે. પછી નીચેના અવાન્તર ક્રમોઃ—

महत्तउ—અનુનાસિકના લોપથી, વર્ગ ( ग ) उत्सर्ग ૨ જો, વ્યાખ્યાન ૪ થુ, ખંડ ૨, એ અનુસાર.

महट्टउं—સિ. હે. ૮–૨–૨૧, ૩૦ માં રહેલા નિયમ અનુસાર દન્ત્યનો સમાન તાલવ્યવર્ણ થયો.

महुट्टउ-स्वराणा स्वराः प्रायोऽपभ्रंशे, સિ. હે. ૮–૨–૩૨૧, મુજબ.

म्हउट्टउं-હવે પછીના પરિશિષ્ટ આ માં મ્હેં દર્શાવ્યુંછે તેમ ह આદ્યશ્રુતિ તરફ ખશી બેઠો. વર્ગ ( ख ) उत्सर्ग ૧, ( क )–( ख ) જુવો ( વ્યાખ્યાન ૪, ખંડ ૨ ).

अउનો ओ થાયછે ( સંવૃત; કારણ કે પાછળ રહેલા સંયોગને લીધે उ પ્રબળ બનેછે; વ્યાખ્યાન ૪, ખંડ ૧ માં विवृत ऍ–ऑ વિશેની મ્હારી ચર્ચા જુવો ), એટલે म्होट्टउं થયુ; અને પછી સયોગલોપ થતાં म्होटुं પ્રાપ્ત થયુ.

આ વ્યુત્પત્તિમાં પ્રત્યેક ક્રમ એક વા અન્ય સિદ્ધનિયમથી સમર્થિત છે એ જોવામાં આવ્યું હશે.

રા. રા. કેશવલાલ હ. ધ્રુવ પોતાના નિબન્ધમાં (वाग्व्यापार, अनुपूर्ति ૨ માં) मोटुं ( પોતે હકારરહિત રૂપ[1]ના પક્ષમાં છે માટે मोटु) નીચે પ્રમાણે સાધેછે:—

महट्टउ ( महन्तउं રૂપની હેમણે સ્પષ્ટ ઉપેક્ષા કરીછે ), પછી તેઓ આ પ્રમાણે કલ્પના કરેછે:

---

૧. રા રા. કેશવલાલ ધ્રુવ પ્રચલિત વસ્તુસિદ્ધ ઉચ્ચારની ( એટલે કે હકાર-યુક્ત ઉચ્ચારની ) અવગણના કરતા જણાયછે; હેમની ચર્ચામાં સર્વત્ર હેમણે નીચે આપ્યુંછે હેવાં વચનો મૂકયાંછે —

हवे आपणे मोटु के म्होटु बोलवु ते विचारिये,

તેઓ ભૂલી જાયછે કે ખરો મુદ્દો "પ્રત્યક્ષ ઉચ્ચાર શો છે ( અને એથી આપણે શું લખવું )" એ છે, "આપણે શો ઉચ્ચાર કરવો" એ નથી.

આ શબ્દમાંના હકારનો આરોચ્ચાર વિસર્ગને મળતો છે એટલે વિસર્ગના જેવું જ સંધિકાર્ય પામીને હકાર સ્વરૂપે લીન થાયછે, અર્થાત્ હેનો ઉ થાયછે જે પૂર્વ અ સાથે જોડાઈને ઓ બનેછે; એટલે મોઅદ્દઉં થાયછે, પછી મોટ્ટઉં-મોટું. મ્હારે મતે આ કલ્પનામાં કેટલાક દોષો રહેલાછેઃ જેમ કેઃ-

(અ) શબ્દશરીરમાં હાવા આન્તર વિસર્ગોચિત વિકારો થવાના બીજા કોઈ દાખલાઓ જાણવા નથી, આ તર્ક ખરેખર અદ્ભુત અને આધારહીન છે.[૨]

(આ) મઉઅઙ્ઉમાં ઉ અસ્વરિત છે એટલે સ્વાભાવિક રીતે વિવૃત ઑ ઉદ્ભવે, સંવૃત ઓ નહિં, કારણ કે, સંસ્કૃતમાં ગમે ત્હેવું વલણ ભલે હોય, પ્રાકૃતોત્તર વિકાસક્રમમાં તો, અઉમાં ઉ અસ્વરિત હોય અને અઉ એમને એમ પ્રગૃહ્યદશામાં ન રહે તો, એ અઉનો (અવ્ દ્વારા) અવશ્ય વિવૃત ઑ થતો હતો.[૩]

---

૨ પાણિનિ ૮-૨-૬૬ અનુસાર અન્ત્ય સ્ નો (અને સજુષ્ના અન્ત્યવર્ણનો) ર્ થાયછે. આ ર્ નું બેમાંથી એક રૂપાન્તર બને -

(અ) વિસર્ગ, खर् પ્રત્યાહારથી નિર્દિષ્ટ કોઈ પણ વર્ણ હેની પાછળ હોય તો, અથવા, ર્ પદાન્તે હોય તો, જેમ કે रामस्=रामर्=रामः, रामः कथयति, पठति ઇત્યાદિ; (खरवसानयोर्विसर्जनीयः ८-३-१५) અથવા (આ) ઉ, બે અપ્લુત અની વચ્ચે હોય ત્યારે (अतोरोरप्लुतादप्लुते ૬-૧-૧૧૩), અને પાછળ हश् હોય ત્યારે (हशि च ૬-૧-૧૧૪), रामोऽस्ति; रामो गच्छति; तपोधन ઇત્યાદિ.

મહત્વની બાબતમાં આમાંની એકપણ સ્થિતિ હાજર નથી રા. કે. હ. ધ્રુવ કહેછે કે हनो વિસર્ગ થાયછે; પણ વિસર્ગ કોઈ શબ્દની અંદર ન રહી સકે, रुत्व અને ત્હાર પછી થતો ઉ (हना નહિં, પણ स्‌ના અને सजुष्‌ના અન્ત્યના) કોઈપણ શબ્દને અન્તે, અથવા તો શબ્દાદિમાં રહેલા हश् સંજ્ઞિત વર્ણોની પૂર્વે, થાયછે. આથી જણાયછે કે, રા. રા કે. હ. ધ્રુવ માત્ર સાદૃશ્યને આધારે પોતાની કલ્પના રચતા હોય તો પણ, પ્રસ્તુત વિકાર એક જ પદની અંદર ન થઈ સકે. આ ઘટનામાં રહેલો વાગ્વ્યાપારનિયમ વિચારતાં હાવા સામ્યદર્શન માટે કોઈ પણ આધાર મ્હને દેખાતો નથી. દલીલ ખાતર સ્વીકારિયે કે પાણિનિયે વિસર્ગ-વિકાર અને પછીનું उत्व सनां દર્શાવ્યાછે, અને हनां નહિં, તે તો માત્ર હેમની વિલક્ષણ સૂત્રવ્યવસ્થાની ખાતર જ છે, અને વાસ્તવિક વાગ્વ્યાપાર ઘટનામાં વિસર્ગમાં રહેલા હકારનો જ વિકાર થઈને ઉ થાયછે; છતાં પણ-દલીલ ખાતર આમ સ્વીકારિયે તોપણ—આન્તરવિકાર વિશેની મુશ્કેલી ઉભી જ રહેછે. महद्धना महश्भट्ट જેવા કટકા પાડવા કોઈ રીતે શક્ય નથી

૩ આના ઉત્તરમાં એમ કહેવામાં આવે કે मउअट्टउनुं मउट्टउ થયું હોય અને પછી ઉ સ્વરિત હોઈને ओ સંવૃત થાય. પરન્તુ हनो વિસર્ગ જેવો વિકારક્રમ અશક્ય છે એ મૂળ દોષ આખી કલ્પનાને ગબડાવી નાખેછે. અને मउअट्टउनु मउट्टउ જેવી રૂપવિક્રિયાઓ કલ્પવામાં કાંઈ સાર નથી,—એ વિક્રિયાઓ સ્વત. અસંભવિત છે એમ નહિં, પણ પ્રસ્તુત પરિસ્થિતિમાં હેને અવકાશ નથી.

(૬) મરાઠી મોઠેંની તુલનાથી જણાશે કે હમાંના ઠમાંદ્દની સાથે સંકર પામેલો હ્ પ્રગટ છે, અને હેનો કાલ્પનિક વિસર્ગ–વિક્રિયામાં અને વિસર્ગનો ઉ થવામાં સ્વરૂપનાશ નથી થયો. મોઠેંમાંનો ઓ હાવી વિક્રિયા વિના જ, હ્ને છેવટ સુધી જીવન્ત રાખીને, મહ્રુટ્ર્ઙ–મઉદ્ર્યં–મોઠેં એ રીતે પ્રાપ્ત થયોછે એ વાત રા. રા. કે. હ. ધ્રુવની કલ્પનાની વિરુદ્ધ સમર્થ પુરાવો રજૂ કરેછે એ લક્ષમાં રાખવું.

અહિંયાં પ્રસંગવશાત્ કહીશ કે ગુજરાતી પ્રાચીન ગ્રન્થોની કેટલીક હસ્તલિખિત પ્રતોમાં મોટું (હકારહીન) જોવામાં આવેછે પરંતુ હકારયુક્ત રૂપ (મોહોટું ઈત્યાદિ) પણ, એક વા અન્ય પ્રકારે, એટલું જ ઉપલબ્ધ છે; જેમ કે:–

(૧) एक मोहटुं सरोवर छे

(ગદ્ય ભાગવત; સાલ અજાણી છે, પણ સહજાનન્દ સ્વામીના વચનામૃતથી ઘણું જૂનું મનાયછે.)

(૨) मोहटा राव बोलाणा ( એ જ ગ્રન્થ )[૪]

(૩) राज जनमेजि किहिछि जैमुन्यने तुं माहा मोहोटो मुन्य

( विष्णुदासकृत चन्द्रहास आख्यान, નકલ સાલ વિ. સં. ૧૭૩૨).

(૪) आपणने तुप मोहोटुं एह

( કેશવ હૃદેરામ કૃત दशमस्कन्ध; રચ્યાના સાલ વિ. સં. ૧૫૨૯, નકલ લખાઇ કરજમાં વિ. સં. ૧૭૮૭ માં; સર્ગ ૧૫, કડી ૩૦.)

(૫) लई हेमनी कांकशी मात म्होटी (એ જ ગ્રન્થ, સર્ગ ૧૪ કડી ૧૫.)

અને એજ ગ્રન્થમાં કેટલેક અન્યસ્થળે[૫]. નં. (૫) ધ્યાનમાં રાખવા જેવો છે, કારણ કે હેમાં મ્હ સંયોગ છે તે એક અપવાદ છે.

( આ ગ્રન્થ, કેશવ હદેરામકૃત दशमस्कन्ध, મ્હને રા. રા. અંબાલાલ બુ. જાનીએ બતાવ્યો હતો; મુંબઇની ફૉર્બ્સ ગુજરાતી સભાની માલિકીના હસ્તલેખસંગ્રહમાં એ પ્રત છે ).

---

૪. ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્ સમક્ષ રા. રા. છગનલાલ વિ. રાવળ નામના એક સેવાનિવૃત્ત શિક્ષકે "गुजराती भाषाना केटलाक शब्दोनी जोडणी" એ વિષયનો નિબંધ વાંચ્યો હતો હેમાંથી આ બે ઉદાહરણો (૧ અને ૨) લીધાંછે. ( અહેવાલ, પૃ. ૯૮, ૧૦૧ જુવો.)

૫. બીજાં બે ઉદાહરણો આપુંછું:—

कीदा मोहोटा कवि मेरु समान। ( સમાપ્તિ, કડી ૧૨૨); हरि शेवक मोहोटो महि माय। (સમાપ્તિ, કડી ૧૧૬).

(૬) તેમ જ શામળકૃત સિંહાસનબત્રીશીની (વિ. સં. ૧૭૦૬માં ઉતારેલી) પ્રતમાં પણ મોહોટું જોડણી ઘણી જગ્યાએ છે.

(૭) પ્રેમાનંદકૃત વ્રજવેલીની, વિ. સં. ૧૮૪૨માં લખેલી હસ્તલિખિત પ્રત હાલ મ્હારી પાસે છે ત્હેમાં નીચે મુજબ છે:—

(૧) મોહોટાં મોકલાં મંદિર ઊંચા અવાસ જી (કડી ૨૭૪).

(૨) મોહોટાં મન્યે કરીને આપ્યા વહુ દાન જી (કડી ૧૫૭).

(૩) રૂપ છે સામલૂં ગુણ છે મોહોટડા (કડી ૨૩૬).

આ ઉદાહરણો નજરે ચઢ્યાં લીધાંછે.

(૮) માહા મોહોટો તાપસ જાણે

(ધ્રુવચરિત્ર, વિ. સં. ૧૬૩૭; ૧–૨૦).

(હેમાં અન્યત્ર મોટું પણ છે).

(૯) તે દુપ માંહે એનું દુપ મોહોટું

(નાકરકૃત વિરાટપર્વ, વિ. સં. ૧૬૦૧; નકલ સાલ વિ. સં. ૧૭૮૫; ૪–૨૦).

(હેમાં અન્યત્ર મોટા–મોટું પણ છે; મોહોટા પણ).

(૧૦) સાજસહિત પધારજો હૂને મોહોટેરો કરવા રે

(નાકરકૃત ઓખાહરણ વિ. સં. ૧૮૧૦ ની નકલ).

## પરિશિષ્ટ ख

### વ્યાખ્યાન ૪ થાના ખંડ ૨ જાનું

(પૃ. ૨૯૪ મે નોટ ૧૭ મી જુવો.)

**हकार પ્રાયઃ શબ્દના આદિ તરફ જાય છે એ મારા મતનાં કારણો**

મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાએ સ્વીકારેલી લેખનપદ્ધતિની પરીક્ષા કરતાં સદ્ગત રા. રા. નવલરામ લક્ષ્મીરામે આ પ્રશ્નની વિસ્તીર્ણ અને સમર્થ ચર્ચા કરીછે; (ગુજરાત શાળાપત્ર ઇ. સ. ૧૮૭૨ માર્ચ, અને તે પછીના અંકો જુવો, અથવા નવલગ્રન્થાવલિ, ૩, પૃ. ૨૬-૩૨ જુવો). હેમણે વ્હેનને બદલે વેન હેવી હકાર વિનાની જોડણીનો ઉચિત તિરસ્કાર કર્યોછે, અને પછી ત્રણ જૂદા જૂદા લેખનપ્રકારની ગુણપરીક્ષા કરીછે, જેમકે

(अ) વહેન, વેહેન,

(आ) વ્હેન,

અને (इ) વેહ્ન.

બીજાના પરિત્યાગનાં કારણો દર્શાવીને હેમણે (इ)-વેહ્ન પસંદ કર્યુંછે. અને, નવાઈ જેવું છે કે, વે'ન એવી માત્ર વર્ણલોપની સંજ્ઞા વડે જ હકાર સૂચવતી જોડણીનો વિકલ્પ સૂચવ્યોછે. ઇ સ. ૧૮૮૮ મા બુદ્ધિપ્રકાશના વધારા રૂપે છપાયેલા ગુજરાતી જોડણી વિશેના મ્હારા લઘુપુસ્તકમાં મ્હેં આ પ્રશ્નની સંપૂર્ણ ચર્ચા કરીછે. અહિં તો, हकार પ્રાયઃ શબ્દની આદ્યશ્રુતિ તરફ અપસરણ કરેછે હેવા મ્હારા મતના કારણો સંક્ષેપમાં જણાવવાં એ એક જ મ્હારો ઉદ્દેશછે. અહિંયાં પ્રારંભમાં કહીશ કે આ હકારનો ઉચ્ચાર લઘુપ્રયત્ન છે તેથી એનું ચોક્કસ સ્થાન શંકાગ્રસ્ત રહેછે, જો કે નિપુણ નિરીક્ષક જરા પણ અચકાયા વિના હકારનું સ્થાન પકડી પાડશે. હવે કારણો આપું:—

(૧) પ્રથમ, નિપુણ નિરીક્ષણ કરનારને હકાર આદ્યશ્રુતિમાં સંભળાયછે.

(૨) બીજું, વ્હેન, મ્હોટું જેવા શબ્દોમાંના વિવૃત ॲ-ऑ ઉચ્ચારથી પરોક્ષ રીતે સૂચવાયછે કે ह् આદિ તરફ ગયોછે, જેમ કે भगिनी-बहिणी; पृथुल्क-पहुलउ. અહિંયા अइ-अउ અને ત્યાર પછીના ક્રમ अय्-अव् બાકી રહે એટલા માટે ह् આદિ તરફ ખશેછે (व्हइणी-प्हउलउं) અને વિવૃત્ત ઉચ્ચારની કારણસામગ્રી માટે માર્ગ મોકળો મૂકેછે; ह् અન્ત તરફ જવાથી કે બીજે કોઇ પ્રકારે હેનો માર્ગ બંધ થતો નહિ;

(૩) હાલ પણ हमणां (< अधुना-अहुणा) જેવા શબ્દોમાં ह् આદ્ય-શ્રુતિમાં લખાયછે આ વસ્તુસ્થિતિ અત્યન્ત સૂચક છે;

(૪) ग्‌નો घ् જેમાં થાયછે ત્હેવા घेरुं (સં. गभीरकं અપ. गहीरउं), घउं (સં. गोधूमः. અપ. गोहूंवुं), घलो (સં. गृहीतकः અપ. गहिल्लउ), घो (સં. गोधा પ્રા. गोहा), भेंस (સં. महिषी, પ્રા. महिसी), घयडो–घरडो (સં. जरटकः, અપ. जरढउ, (પછી) गरढउ), ઇત્યાદિ પ્રકારના શબ્દોમાં હકાર આદ્યશ્રુતિમાં છે એ નિર્વિવાદ છે.

(૫) છેવટમાં; श्लक्ष्णकमાંથી વિવિધ ક્રમોદ્વારા આવતો न्हानुं શબ્દ હકારની ઊર્ધ્વગતિનું સ્પષ્ટ સાક્ષ્ય પૂરેછે; જેમ કે श्लक्ष्णकं, लण्हउं, नन्हउं; અહિં જો ह् આદિ તરફ જાય અને न्हनउं થાય તો જ માત્રાપરિપૂરણ અર્થે આદ્યશ્રુતિના अनुं દીર્ઘત્વ આવશ્યક બને અને न्हानुं શબ્દ સાંપડે; જો ह् શબ્દના ઉત્તર ભાગમાં જ રહે તો अना દીર્ઘત્વનું અને એ વડે માત્રપરિપૂરણનું નિમિત્ત જ ન ઉદ્ભવે; પછી જો એમ માનિયે કે ह् લઘૂચ્ચારણ બનતાં હાનું નિમિત્ત ઉપજેછે; તો જૂદી વાત; नन्हउं (ગુરૂચ્ચારણ ह) नन्हउं (ह લઘૂચ્ચારણ થતાં પ્રથમ શ્રુતિ લઘુ બનેછે; માટે) नान्हुं. પરંતુ घेरुं, घो, घलुं ઇત્યાદિના અને हमणां ઇત્યાદિના નિર્વિવાદ પ્રમાણની હયાતીમાં न्हानुं જેવા શબ્દોમાં नान्हुं સાંપડે ત્હેવી, વિકાસક્રમની વિપરીતતા સ્વીકારવી રહેલી નથી.

## વ્યાખ્યાન ૪

### ખંડ ૩

### ગુજરાતી ભાષાનો ઇતિહાસ—હેનો વિકાસ.

### (સમાપન).

હવે હું ઊતરતા દરજ્જાની ઉત્સર્ગાવલી લઈશ અને એ ઉત્સર્ગોની આ ખંડમાં ત્વરિત ચર્ચા કરીશ; આ ખંડને મિશ્રખંડ કહું તો ચાલે. કારણ કે પૂર્વગામી ખંડોમાં કર્યા હતા ત્હેવા ક, ख, ग, હેવા ઉત્સર્ગવર્ગો કરવા રહીશ નહિ અને ઉત્સર્ગવિશે વિસ્તીર્ણ ચર્ચામાં પણ ઊતરીશ નહિ.

---

उत्सर्ग १

प्रक्षेप

કેટલાક શબ્દોમાં આગન્તુક વર્ણ પ્રક્ષિપ્ત થાયછે; એ વર્ણો ह्, य्, व् કે र्. આ પૈકી ह्नो પ્રક્ષેપ ખંડ ૨, उत्सर्ग १ (ख)માં અને य् અને व्नो પ્રક્ષેપ ખંડ ૨, उत्सर्ग ૨૧માં ચર્ચ્યોછે (ઉપર પૃ. ૨૮૬ અને ૩૧૦–૧૪ જુવો). र्ના પ્રક્ષેપનું આછું પૂર્વદર્શન અપભ્રંશમાં થાયછે, સિ. હે. ૮–૪–૩૯૯ (अभूतोऽपि क्वचित्)[1] જુવો. પરંતુ અપભ્રંશમાં ઉદાહરણો થોડાં છે પણ ગુજરાતીમાં વિવિધ પ્રકારનાં છે.

ઉદાહરણો-

(૧) करडागी (कयडागी) } (= ટહોર) ગુજ. < कटाक्ष (સં.), कडक्ख (પ્રા.), करडाक्षी–गी. (कटाक्ष=અપાંગવીક્ષણ; તીરછી નજર; એ ઉપરથી ગુજરાતીમાં લક્ષણાવડે, વક્રોક્તિ, સાકૂતવચન.)

(૨) सांझरे (ગુજ.);=सांझे (સપ્તમી)+ र् પ્રક્ષિપ્ત. (रातेर (रात्रिये)ના સામ્યાનુવર્તનને અહિં આ પ્રક્ષેપ જોડે કાંઈક સંબંધ હોઈ સકે).

---

૧. હાનો ચાંખો પણ સૂચક-પૂર્વ-આભાસ છે; ऋ [illegible] निराकरणના સમય સુધી લઈ સકાયછે; ऋक्प्रातिशाख्य ૪–૬૮, ૬૯ જુવો; હેમાં કેટલાક પ્રકારોમાં न् પછી થતો र्નો પ્રક્ષેપ ચર્ચ્યોછે; જેમ કે पर्णीन्+वचोभिः=पर्णीर्वचोभिः ઇત્યાદિ. આ र्ને પ્રક્ષેપ નહિ ગણતાં न्નો પોતાનો જ અનુનાસિક આવિર્ભાવ ગણવાનો સામાન્યપ્રચાર છે; પણ હું હેને ઉત્તર સમયના अभूतोऽपि क्वचित् रकारના ચાંખા પુરઃસર તરીકે અહિં જોઉંછું— એ મતને આધાર હોય તો.

(૩) पड्खुं (ગુજ.)=પાસું; < पक्षकं (સં.); पक्खडं (અપ.); प्रक्खडं; प्रखडं; परखुं; पडखु.

(૪) करोड (ગુજ.)=શતલક્ષ; < कोटि (સં); कोडी (પ્રા.); कोडी; करोड.

(૫) सराण (ગુજ.)=સજવાનો પથ્થર; < शाण (સં.); साण (પ્રા.); साण; सराण.

(૬) त्रूठवुं (ગુજ.)=રીઝવું; < तुष्ट (સં.); तुठ्ठ (પ્રા.); तूठ, त्रूठ(वुं).

"आज मोतीडे मेहुला वूठ्या,
त्रण लोक तणा नाथ त्रूठ्या"
(દલપતરામ)

"मांहिथी नीकळी पड्यो हार,
सतीने त्रूठ्या विश्वाधार."
(પ્રેમાનંદકૃત नलाख्यान.)

"जाणे भादरवो मेघ ऊठ्योरे,
वाघो साठीनु ल्यो हूं त्रूठ्योरे."
(નવલરામ કૃત बाल-गरबावली.)

(૭) मरखवुं (ગ્રામ્ય ગુજ.)=ખાવું; (જેમકે त्हने भवानी मरखे); < मक्ष् (સં.); मक्ख् (પ્રા.); मरख्; मरख (वु).

(૮) नागरवेल (ગુજ.)=તાંબૂલલતા; < नागवल्ली (સં.); नागवेली (પ્રા.);—नागरवेल.[૨]

(૯) थाप (અશિષ્ટ વર્ગની ગુજ.)=शाप (સં.)—ઉદાહરણ—थाप.

(૧૦) गणतरी (ગુજ.); < गणिति=(સં.),—ઉદાહરણ— गणित्री; गणतरी. (भणतर, कळतर, चणतर ઇત્યાદિમાંના તરી, તર, એ ગુજરાતી પ્રત્યયનું મૂળ આ હોઇ શકે.)

(૧૧) कराखी (ગુજ,)=સ્ત્રીની કંચળીની બાંહ્યને નીચલે છેડે મૂકવામાં આવતો કકડો; < कक्षा (સં), कक्षिका; कक्खिआ (પ્રા.); कक्खी, करक्खी, कराखी, (कक्ष=બગલ. પણ कक्षा એટલે પણ બગલ. अभिधान चिन्तामणि, ३–२५३, दोर्मूलं खण्डिका कक्षा पार्श्वं स्यादेतयोरधः॥).

---

૨. કાનડાના [illegible] नागरपचमी કહેછે; પણ એ તો કાનડીમાં
માનાના ( [illegible] કહે—દેવરૂપ नाग ના માનાર્થે બહુવચન.

(૧૨) कबूतर (ગુજ.)=પારેવું; < कपोत (સં); कवोत (પ્રા -પણ ત જાળવી રાખેછે); कब्रुतर. (બીજા વ્યુત્પત્તિવિકલ્પ માટે અને ફારસી कबूतर સાથેના ગોત્રસંબન્ધ માટે ઉપર પૃ. ૩૧૨-નોટ ૩૩ જુવો)

સૂચના:-આ રૂપાન્તરોમાં ક્રમો આ છે-

(૧) र् ના પ્રક્ષેપ, પછી

(૨) એથી થયેલા સયોગનો વિશ્લેષ.

અપવાદો માત્ર એટલા જ છે—

ब्रूठ्ठ, હેમાં વિશ્લેષ નથી; नागरवेल, હેમાં र् જોડેનો સંયોગ નથી, પણ र (र्+अ) અલગ પ્રક્ષિપ્ત થાયછે.

આ र् ના પ્રક્ષેપનાં ઉદાહરણો થયાં. વિરલ પ્રકારોમાં અન્ય વર્ણ પ્રક્ષિપ્ત થાય છે; જેમ કે

(૧૩) आसना वासना (ગુજ.), < आश्वासना (સં),

(૧૪) विघविघ (ગુજ.), < विविध (સં).

[ટિપ્પણ-(अ) र् ના પ્રક્ષેપની બાબતમા, કિલષ્ટ સંયોગ ઉપજાવીને શબ્દને સંસ્કૃતાનુકારી બનાવવાની ઉત્કંઠામાં પ્રક્ષેપનું કારણ જોઇ સકાય. મ્હેં એક માણુસને दक्षणीने સ્થાને द्रक्षणी કહેતાં સાંભળ્યોછે અને गणपत्तिने સ્થાને प्रणप्रति કહેનારા અન્ય પુરુષો વિશે કોઈએ મ્હને કહ્યુછે. એક પ્રતિષ્ઠિત ગુજરાતી વર્તમાનપત્રના લેખમાં पेरवी (ફારસી)ને બદલે प्रेरवी અને पश्चात्ताप ને બદલે प्रश्चात्ताप વાંચ્યુછે આ સઘળું જોતાં, શુદ્ધ, સરળ ગુજરાતીમાં 'पेली पींटियेथी अवोटियु लावो' કહેવાને બદલે 'प्रेली प्रींटियेथी अक्रोटियु लूावो' એમ કહીને પોતાનો પાંડિત્યદભ પ્રગટ કરનારા પેલા અભણ ગામડિયા બ્રાહ્મણની કથાને અત્યુક્તિ ન ગણવી જોઇયે.

(आ) ટેસિટોરી, "Notes," § ૩૧ માં, र् નો પ્રક્ષેપ ચર્ચેછે; પણ હેમણે (प्रद्द, प्राहुणउ જેવાં) ઉદાહરણો આપવામા અપભ્રંશની અદર જ (સિ. હે ૮-૪-૩૯૯ મા જણાવ્યા મુજબ) આ र् નો પ્રક્ષેપ થાયછે હેની અવગણના કરીછે" આ र् બહુધા ग्, म्, प्, त् અને स् માં ઉમેરવામાં આવે છે એ ડૉ. ટેસિટોરીનું કથન સૂચક છે.]

(૧૩) અને (૧૪) પ્રકારોમા અનુનાદનની ઇચ્છાથી જ आसना वासना અને विघविघ ઉપજ્યા જણાયછે.

## उत्सर्ग २

### સ્ત્રીલિંગ શબ્દના અન્ત્ય अ અને आ

ઉપર પૃષ્ઠ ૨૨૨ મે, उत्सर्ग २ ની અન્તે આપેલ ટિપ્પણમાં મ્હેં કહ્યું હતું કે આ उत्सर्गને वर्ग (ग)ની અંદર મૂકીને ચર્ચીશું. આ ઉત્સર્ગને પૂર્વગત ખંડમાં મૂકવાને બદલે અહિં ચર્ચવો વધારે યોગ્ય માનુંછુ, કારણ કે હેની ઉપયોગિતા અલ્પ છે.

ઉત્સર્ગનો ઉપન્યાસઃ—ગુજરાતીમાંના અકારાન્ત સ્ત્રીલિંગ શબ્દોની વ્યુત્પત્તિ કાં તો આકારાન્ત કે ઇકારાન્ત કે પછી ઈકારાન્ત સંસ્કૃત શબ્દોમાંથી સધાયછે. આકારાન્ત સ્ત્રીલિંગ શબ્દો કાં તો तत्सम, અથવા સાદી રીતે વ્યુત્પન્ન થયેલા, કે ખોટા સામ્યવિધાનથી ઉપજેલા, કે પછી ફારસીમાંથી આવેલા હોયછે,

ઉદાહરણોઃ

ज्वाला ( સં. ), जाला ( પ્રા. ), झाळ ( ગુજ. ), कला ( સં. ), कला ( પ્રા. ), कळ ( ગુજ. );

माता—મ્હારોઅ્હાર—मात, वार्ता—वत्ता—वात; माला—माला—माळ; त्वचा—तजा—तज; जिव्हा—जिब्भा—जीभ; लज्जा—लज्जा—लाज; बाला—बाला—बाळ. तृषा—('तरिषा, तर्षति—तरिसइद्वारा)—तरश; बुभुक्षा—भुक्खा—भूख, लाक्षा—लक्खा—लाख; कक्षा—कक्खा—काख, भिक्षा—भिक्खा—भीख; शिक्षा—सिक्खा—शीख—आज्ञा—आणा—आण.

---

कदली—केली—केळ; नारी—नारी—नार; वल्ली—वेल्ली—वेल; कुक्षि—कुक्खी—कूख; भगिनी—बहिणी—ब्हेन, अक्षि—अक्खी—आख्य

---

आकारान्त शब्दो:—

माळा ( સાદી વ્યુત્પત્તિથી ); बाळा ( સાદી વ્યુત્પત્તિથી );

दया, क्षमा, कृपा ઇત્યાદિ ( तत्सम ),

धजा—ध्वजમાંથી; ( ખોટી સામ્યકાંક્ષાથી સ્ત્રીલિંગ ध्वजा

ફારસી

मझा, सजा, कज्जा, ઇત્યાદિ.

---

## उत्सर्ग ३

### उकारान्त અને उकारान्त નામો.

ગુજરાતીમાં નપુંસકલિંગના શબ્દોને અન્તે બહુધા અનુનાસિક उं આવેછે; પણ એ લિંગના જ કેટલાક શબ્દોમાં અનુસ્વાર નથી, એટલે કે તેઓને અન્તે શુદ્ધ उ હોયછે.

ઉદાહરણોઃ—

आदुं, गाडुं, घोडुं ઇત્યાદિ, ઇત્યાદિ;—આ उंकारान्त છે. लींबु, जानु, वरु, पेढु, रताळु, आलु, वियालु (=રાત્રિભોજન),—અને એવા શબ્દો અનુનાસિક રહિત उकारान्त છે.

આ ભેદનુ કારણ સ્પષ્ટ છે; તે એ કે અનુસ્વારયુક્ત उं નુ મૂળ अकं (સં.), अउं (અપ.) એ પદાન્તોમાં રહેલું છે, પણ શુદ્ધ उकारान्त શબ્દોનો ઉત્પત્તિવૃત્તાન્ત હાવો નથી. પરિણામે लींबाुं (लींबुनु ને સ્થાને) જેટલું ખોટું ગણાય તેટલુંજ (आदानु ને સ્થાને) आदुतुं ખોટુ ગણાય.

---

## उत्सर्ग ४

### व नो व

### અનાદ્ય व (દન્તોષ્ઠ્ય) નો व (ઓષ્ઠ્ય) બનેછે.

ઉદાહરણોઃ—

(૧) द्वि-(वि, वइ)-बे; (२) द्वितीयकः-विइज्जो-बीजो; (३) द्वारं-बारु-बार; (४) द्वारटक-बारड(उं)-बारणु; (५) ज्वलति (बलइ)-बळे (छे), (६) उपविंशति-उवइसइ, वइसइ-बेसे; (७) अपत्यक-अवचउं-बचुं, (८) यौवनं-जोव्वण, जोवन-जोबन, (९) कच्छपक.-कच्छवउ-काचबो; (१०) कपोतः-कवो(तो)-कबूतर; (११) छवि-छवी-छबी; (१२) भयव्याकुल्कः-भअव्वाउलउ-व्हेबाकळो; (१३) દેશ્ય डावो-डावो, डाभो, (१४) દેશ્ય खवओ-खबो-खभो.

સૂચનાઃ—

(अ) આદ્ય व નો ब ગુજરાતીમાં થતો નથી; એ સર્વાંશે હિન્દીની વિશિષ્ટતા છે. बुड्ढो (સં. वृद्धकं પ્રા. वुड्डउ), बडो (સં. वृद्धकः પ્રા. वड्डउ), જેમકે ए बडो लुच्चो छे, बिराजवुं (સં. विराज्); बोजो (દેશ્ય वोज्झो=ભાર); એ પ્રકારના શબ્દો ગુજરાતીમાં હિન્દી રૂપાન્તરો દ્વારા ઘુસ્યાછે.

(૧) થી (૭) એ સાત ઉદાહરણોમાં व અવાન્તર ક્રમોમાં જ આદ્ય છે, પણ પ્રથમની, સંસ્કૃત, દશામાં અનાદ્ય છે.

(આ) પ્રાકૃત વ્યાકરણમાં व નો व થવાનું દર્શાવ્યું નથી એ ખરું, પણ ન દર્શાવવાનું કારણ હેતુ નથી કે પ્રાકૃતમાં व અને व વચ્ચે ભેદ મનાતો નથી; પ્રથમ દૃષ્ટિયે સિ. હે. ૮–૨–૭૯ ( सर्वत्र लवरामवन्द्रे ) ઉપરથી એમ જણાશે કારણ હેમાં द्वि, द्वार, उद्विग्न તેમજ शब्द એ ઉદાહરણો આપ્યાંછે; વળી સિ. હે. ૮–૧–૨૫૮ અને ૨૫૯ માં शबर નો व અને स्वप्न ને नीवी નો व વિષયભૂત છે એ વસ્તુસ્થિતિ પણ व व નો અભેદ સૂચવે; છતાં ખરું કારણ એ નથી. કારણ કે સિ હે. ૮–૧–૨૩૭ માં व નો व થતો આપ્યોછે. रलयोर्डलयोथैव शसयोर्वंवयोस्तथा । वदन्त्येषा हि सारूप्यमलङ्कारविदो जनाः ॥ હેમાં શ્લેષ જેવા અલંકારની અપેક્ષાએ જે શૈથિલ્યની અનુજ્ઞા આપીછે હેનો આશ્રય વ્યાકરણ જેવા શાસ્ત્રીય તન્ત્રપ્રબન્ધથી ન લઇ સકાય. એથી, व અને व ને અવિશિષ્ટ ગણવામાં હેમચન્દ્રે બતાવેલી શિથિલ પદ્ધતિનો નિર્દેશમાત્ર કરીને સંતોષ માનીશ.

(ઇ) ઉદાહરણ નં. (૫), ज्वल्, હેમાંનો ज् નો લોપ હેમચન્દ્રના વ્યાકરણના વિષયની બ્હાર છે એ સ્પષ્ટ છે, કારણ કે હેણે ક્યાંય પણ ज नो ऊर्ध्वलोप દર્શાવ્યો નથી (૮–૨–૭૭ માંની ગણનામાં ज् નથી), પરંતુ ज्वल्‌માંથી વિકલ્પે ज् અને व લુપ્ત થતાં ગુજરાતીમાં वळ् અને મરાઠીમાં जळ् અને હિંદીમાં जल् સાંપડેછે, એ વસ્તુસ્થિતિને આધારે અહિં મ્હેં સ્વીકારેલો ज् નો લોપ ન્યાય્ય લાગેછે.

(ઉ) પોતાના व्युत्पत्तिपाठ નિયમ ૯ માં નવલરામ લક્ષ્મીરામે આદ્ય व નો व થતો દર્શાવ્યોછે એ હેમની સ્પષ્ટ ભૂલ છે; કારણ કે હેમણે આપેલાં ઉદાહરણો કાં તો હિંદીમાંથી છે ( જેમ કે बत्ती, बाल, बसी, मिजवासी, विराज्युं ); અથવા મૂળશબ્દ ખોટો લઇને સાધેલાછે (જેમ કે बकरुं < वर्कर જે શબ્દ વદ્દન અસંસ્કૃત છે; बाप < वाप હેવો જ કલ્પિત શબ્દ; बठो < विष्ट ભૂલ છે, उपविष्टः જોઇયે ); કે પછી કારણ વિના व માંથી સાધેલાં છે, જેમ કે बाफ < वाष्प–પણ સંસ્કૃતમાં જ ( સાદા ઓષ્ઠ્ય व વાળો ) बाष्प પણ છે.

(ए) ટેસિટોરી, "Notes" § ૩૩ માં, પદાન્તર્ગત व નો व થવો દર્શાવે છે, પણ એ વિકારને સંકુચિત બનાવવાની મર્યાદા મૂકેછે– "જ્યહારે અસ્વરિત પૂર્વસ્વરના લોપથી એ આદ્ય બને ત્યહારે." મ્હેં આપેલાં ઉદાહરણોથી જણાશે કે આ મર્યાદા લાગુ પડે જ હેવો નિયમ ગુજરાતીમાં તો નથી.

અપવાદોઃ

શુદ્ધ ગુજરાતી શબ્દમાં મૂળ સંસ્કૃતના व નો व થતો હોય હેવા થોડા જ અપવાદો મ્હને મળ્યાછે; જેમ કે वचवु સં. वञ्चु; મરાઠી वाचणे સરખાવો– त्या वाचून=તે શિવાય, પ્રાથમિક અર્થ 'ત્હેને છેતરીને, તજીને, બચાવીન (save it)' અથવા तो वाचला गेला=' તે બચાવાયો '; ઇત્યાદિ પ્રયોગો છે.

ગુજ. वलैयुं શબ્દ સં. वलयकમાંથી સાધિયે એ ખરું હોય તો એ અપવાદ ઉમેરવો.

ગુજ. बीडी < સં. वीटिका એ બીજો એક અપવાદ.

તેમ વળી वगडवु (ગુજ.) < विघट् (સં.); અને કદાચ वगासु (ગુજ.) < विकास (સં.).

---

उत्सर्ग ५

व નો व

કેટલાક શબ્દોમાં શુદ્ધ ઓષ્ઠય व ને સ્થાને દન્તોષ્ઠય व આવેછે.

ઉદાહરણો·

| સં. | પ્રા. | ગુજ |
|---|---|---|
| वाघ | –બ્હારોબ્હાર– | वाघो |

સિ. હે. ૮–૧–૨૩૭ (वो वः) અનાદ્ય व વિશે છે, પણ આપણા આ ઉદાહરણમાં व આદ્ય છે.

---

उत्सर्ग ६

स નો श

/ इ નો કે લઘુપ્રયત્ન य નો અથવા, કેટલાક પ્રકારોમાં, ए નો સંસર્ગ પામે ત્યહારે स् ( દન્ત્ય ) श् ( તાલવ્ય ) બનેછે.

સૂચનાઃ–કેટલાક પ્રકારમાં इ કે ए પૂર્વે રહીને स ને श બનાવેછે; માટે મ્હેં "સંસર્ગ પામે" હેવું વચન મૂક્યુંછે, ઘણાખરાં ઉદાહરણોમાં इ કે ए स्ની પાછળ રહેલો હોયછે.

ઉદાહરણો

(૧) शृगालः-(સં.), सियालु (પ્રા.), શિયાળ (ગુજ.); (૨) शृंगक (ट)कं-सिंगडउं-शींगडुं; (૩) विषये-विसए, विशइ, विसि-विशे ('માં, ની બાબતમાં' એ અર્થમાં વપરાતું અવ્યય;) (૪) शीतलकं-सीअलउं-शीळुं; (૫) शीतकालकः-सीअआलउ-शियाळो; (૬) स्वप्नकः-सिविणउं (લિંગવિપરિણામ)-सिविणउं शमणुं; (૭) शिक्षते-सिक्खइ-शीखे (છે); (૮) अलसी-अलसी-अळशी; (૯) मातृष्वसा-माउसिआ-माशी; (૧૦) करिष्यामि-करिस्सं-करीश; (૧૧) महिषी-महिसी-भेंश; (૧૨) દેશ્ય छासी-छाश; (૧૩) सिध्यति-सिज्झइ-शीजे (છે); ૧૪) करिष्यति-करिस्सइ-करशे; (૧૫) मार्गशीर्षः-બ્હારોબ્હાર-मागशर; (૧૬) तृषा-બ્હારોબ્હાર-तरिस-तरश; (૧૭) परिस्वेदकः-परिस्सेअउ-परसेवों; (૧૮) कीदृशकं-किसिउं-किस्युं-शुं; (૧૯) रश्मिः-रस्सी-राश (=લગામ) અને रशी (=રજ્જુ); (૨૦) प्रतिवेशी-पडिवेसी (पडवसी)-पडोशी, पाडोशी; (૨૧) लेखशाला-लेहसाला-नेसाळ, नीशाळ, निशाळ.

(अ) शृगाल-ઉદાહરણ (૧)-વરરુચિ (प्रा. प्रकाश ૧૧, સૂત્ર ૧૬ પછી) शृगालनो આદેશ शिआल આપેછે; પણ એ તો આ એક જ શબ્દ પૂરતો અને માગધીમાંનો જ વિકાર થયો. પરંતુ માગધીમાં તો સર્વત્ર प અને सनो श થાયછે, એટલે એ પ્રસંગે शनो ઉદ્ભવ इना સંસર્ગથી સ્વતન્ત્ર છે.

(आ) ઉદાહરણો (૧૧) અને (૧૨)-અન્ત્ય सीनो પ્રથમ स्य થાયછે, વ્યાખ્યાન ૪ થાના ખંડ ૧ લામાં વર્ગ (क) ના उत्सर्ग ३, क-(૨) અનુસાર, (ઉપર પૃ. ૨૨૩-૪ જુવો); અને હેમાંનો य् દન્ત્ય स्ने તાલવ્ય श् બનાવેછે.

(इ) ઉદાહરણો (૧૦), (૧૪), (૧૬), (૧૭) અને (૨૧)-અહિંયાં વિકારહેતુ इ स्नी પૂર્વે રહેલોછે, માત્ર (૧૭) परिस्सेअउमां स्नी પાછળ રહેલો ए તાલવ્યપ્રાપ્તિનું કારણ ગણી સકાય.

(ई) ઉદાહરણ (૯), माशी;-પૂર્ણ ચર્ચા માટે ઉપર પૃ. ૭૭ મે (૧૧) ઉપરની ચર્ચા અને ફુટનોટ ૨૦, ૨૧ જુવો.

(उ) ઉદાહરણ (૧૮);-कशुं શબ્દ પણ ઉપલબ્ધ છે; અને અસ્વરિત कि કે क લુપ્ત થઇને પછી शुं પ્રાપ્ત થાયછે માટે श થવાનું કારણ कि માંના इ ને ન ગણતાં स्यु ના य ને ગણિયે તો ખોટું નથી.

(ऊ) प्रतिवासीનો પણ "પડોશી" અર્થ થાયછે; અને મ્હારી પાસે એક સાલવિનાનું પ્રાચીન मौक्तिक છે જ્હેમાં प्रतिवेस्मक પણ

મળેછે; પ્રાતિવેશ્મિક ને પડોશીનો મૂળશબ્દ બહુ સારી રીતે ગણી સકાય. પસંદગીનો નિર્ણય હું નથી કરતો.

(ए) આ ઉત્સર્ગમાં સમાયેલું તત્ત્વ ગુજરાતીમાં વ્યાકરણસિદ્ધ રૂપોમાં પણ પ્રવર્તતુ દેખાયછે; જેમ કે—

વેસવુ-વેશી, વેશીને; પેસવુ-પેશી, પેશીને; ડોસો-ડોશી (સ્ત્રી૦); ફાશો-ફાશી (સ્ત્રી૦) રસો-રશી (સ્ત્રી૦); વીસ-વીશી (=વીસ વર્ષનો ગાળો); દસ-દશી (=દસ વર્ષનો ગાળો); જેમકે દશીવીશી. વેસવું-વેસ્ત્ય (આજ્ઞાર્થ, દ્વિ. પુ. એકવચન)—વેશ; એજ મુજબ પેસવું માંથી પેશ.

(ऐ) ફારસીમાંથી આવેલા શબ્દોમાં પણ, કેટલાક પ્રકારોમાં, આ ઉત્સર્ગ પ્રવૃત્તિ પામેછે; જેમકે (ફા.) સિવાએ-શિવાય (ગુજ).

(ओ) इ કે य् લુપ્ત થાય ત્યહાર પછી પણ તાલવ્ય વિકાર હેવો ને હેવો જ રહેછે; જેમ કે શમણું, માગશર, ફરશું, તરસ ઇત્યાદિ.

કેટલાક અપવાદો નોંધવાના છેઃ—

(૧) (स) सह, सम-(પ્રા. કે અપ) सहूं, सउं-(ગુજ.) શું; (૨) सपत्नी-सवत्नी-शक्यि; (૩) स्वप्नकः-सिविणउ (सिवणउ-सवणउं)-शाणु (જેમકે સાચું કે શાણું); (૪) દેશ્ય ओसरिआ-ओशरी (ઘરના બારણા આગળની પરસાળ; દેશી નામમાલા, ૧, ૧૬૧), (૫) शौर्य-सोरिउ-सूर કે શૂર.

(૧), (૨), (૩) અને (૪) માં વિકારજનક તાલવ્યસંસર્ગ વિના નો શ્ થાયછે; (૫)માં વિકારજન તાલવ્યસંસર્ગ વિના સ્નો શ્ વિકલ્પે થાયછે.

शय्या-सेज्जा-सेज; હેમાં સ્ દન્ત્ય રહેછે હેતુ કારણ એ કે હેમાં र्य વિવૃત છે, સંવૃત એ નથી; સંવૃત એ જ શુદ્ધ તાલવ્ય છે, અને આ ઉત્સર્ગમાં શુદ્ધ તાલવ્યથી જ હેતુ સરે.

हींस-हींसीलो, रस-रसीलो, रसियो;
હેમાં ઈનો સસર્ગ પામ્યા છતા સ્ દન્ત્ય રહેછે

---

## સ્વરવિકારો

### ઉત્સર્ગ ૭

**કેટલાક શબ્દોમાં અનન્ત્ય એ નો ઈ અને અનન્ત્ય ઓનો ऊ થાયછે.**

ઉદાહરણોઃ—

એ-વેષ્ટ્ (સં.)-પરબારું-વીંટવુ (ગુજ.); ફેનઃ ફેણ-ફીણ, લેખશાલા-નીશાળ, નિશાળ, દેશ્ય છેંડી (=લઘુરથ્યા)-છીંડી, દેશ્ય તેડ્ડો (તિડ્ડુ)-તીડ.

ટિપ્પણી:—

(અ) સિ. હે. ૮–૪–૨૨૦ માં વેટને વેષ્ટ્નો આદેશ આપ્યોછે; એ મૂળમાંથી મ. વેઢા=ઘેરો, ૬ ꠸ingo, અને ગુજ. વેટો (=ઉપરા-ઉપરી આંટાવાળી વીંટી) એ શબ્દો આવ્યાછે. પણ (વેષ્ટ્નો જ અર્થ દર્શાવતો) વીંટવું શબ્દ પરિસ્થિતિયોગે બ્હારોબ્હાર સાધવો પડેછે.

(આ) છેડી અને તેજ્ઞોમાંથી, અન્ય પ્રકારે, સિ. હે. ૮–૧–૮૪ની પ્રવૃત્તિદ્વારા, छिंडी અને तिड्डो પ્રાપ્ત થાય; પરંતુ એ સૂત્ર પ્રાકૃત-વિષયક છે, દેશ્યવિષયક નથી, અને દેશ્યવિષયક ગણિયે તો પણ આ દેશ્યશબ્દોમાં एછે इ નથી, એ સ્થિતિ વિચારતાં, તેમ વળી અન્ય નહિં તો ફેન શબ્દ તો (સંયોગરહિત હોઈને) પ્રસ્તુત સૂત્રની પ્રવૃત્તિવિષયતી બ્હાર જ રહેશે એ જોતાં, આ સ્વતન્ત્ર ઉત્સર્ગનો સ્વીકાર ન્યાય્ય બને છે.

(इ) परीक्षकः (સં.) क લુપ્ત થતાં परिक्खु (અપ.)–पारेख (ગુજ.) હેમાં इ નો ए અર્પનારો વિપરીત વિકારક્રમ જોવામાં આવેછે; પરંતુ સિ. હે. ૮–૧–૮૫ (इत एद् वा) એ સૂત્રમાં આ પ્રકારનો અન્તર્ભાવ થાયછે માટે હું અલગ ઉત્સર્ગ હેની ખાતર આપતો નથી; જો કે એ સૂત્રથી પ્રાપ્ત થતો ए પ્રાકૃતનો હ્રસ્વ ए છે અને पारेखમાં ए દીર્ઘ છે.

(ओ) पूतरकः (સં.)– पोरउ–(પ્રા.); पूरो (ગુજ.); कोनकः-कोणउ-खूणो; लवणं–लोणु–लूण; सलावण्यकं–सलावण्णउ (सलवण्णउं–सलउण्णउं), सलोणउं–सलूणुं; कपोतः–અંશતઃ પરભારો–कबूतर; पृथुकः-पहुंकु, पउखु–पंखि-पूंख, लोहकारः-लुहारु-लुहार; सुकुमारकः–सोमालउ–सुँवाळो; एकोन (एकोन–विंशति ઇત્યાદિમાં)–एगुण, ओगण; कफोणिः–कहोणी- कहूणी, गोणी–गूण्य; शौर्य–सोरिउ–शूर, सूर; रोमकं–रूंवुं.

ટિપ્પણ:–

(अ) पूरोनું વૈકલ્પિક રૂપ पोरो પણ છે;

(आ) लुहारનું ઉત્તરક્રમભૂત રૂપ ल्हवार પણ છે; ક્રમો આ પ્રમાણેઃ– ल्हुआर–ल्हुवार–ल्हवार.

(इ) ओगण, कोमां રહેલા ओना પ્રતિધ્વનિરૂપે एनो ओ થયોછે. મરાઠી-માં ए જળવાઈ રહેતાં एकुण છે, જેમકે एकुणीस.

---

उत्सर्ग ८

**મૂળગત કે औना વિકારરૂપ ओનો કેટલાક પ્રકારોમાં अ થાયછે.**

ઉદાહરણોઃ—

गोधूमः–गोहूमु ( गोहूंउ )–घउं;
औज्ज्वल्यकं–પરભારં–अजवालुं.

---

उत्सर्ग ९

**જ્હારે પ્રાકૃતના यश्रुति अकारની પૂર્વે હ્રસ્વ इ કે उ શિવાયનો કોઈ સ્વર આવ્યો હોય ત્હારે ગુજરાતીમાં य् ઉચ્ચાર નષ્ટ થાયછે અને અવશેષભૂત अ પૂર્વસ્વરમાં વિલીન થાયછે.**

ઉદાહરણ—

पीतलकं–पीअलउ–पीळुं; शीतलकं सीअलउं–शीळुं; द्यूतकारः–जूअगार–जूगार–जुगार; आदर्शकः–आअरिसउ–आरसो; ग्राहक ભ્હારોભ્હાર–ग्राअक–ग्राकु પછી વિશ્લેષથી घराक; यज्ञोपवीतं–जण्णोवईउं, जण्णोअई–जनोइ, स्तोकक(ट)क थोअडउं–थोडुं; लोहखण्डं–लोहखंडु–लोअखंडु–लोखंड; देवराणी–देअराणी–देराणी, लेखशाला–लेहसाला–लेअसाला–नेसाळ–नीशाळ–निशाळ; દેશ્ય छेओ (छेअडउ) छेडो.

અપવાદોઃ–

દેશ્ય–जुअंजुअ / जुअजुअ (=पृथक् पृथक्)–ગુજ. जुजउं;

દેશ્ય–दंतवण–दतअणु–दातण; સં. घृककः(टः) घूअड–घुवड અને વિકલ્પે घूड.

ટિપ્પણઃ—

(अ) पीळुं અને शीळुं નીચે પ્રમાણે પણ સાધી સકાયઃ—

pीतलक–पीअलकं–पीयलउं–पीइलउं–पीळुं, તેજ મુજબ शीळुं.

પણ આ ઉત્સર્ગને હેમાં પ્રવર્તક નિયમ ગણુવો હું વધારે પસંદ કરુંછું.

(आ) तेहने, तेहवुं ઈત્યાદિમાંથી त्हेने, त्हेवुं ઇત્યાદિ અર્પવામાં પણ આ જ નિયમ પ્રવર્તેછે; જેમ કે–तेहने–त्हेअने–त्हेने; તે જ રીતે त्हेवुं, जे'ने जेवुं વગેરે.

---

### उत्सर्ग १०

કેટલાક પ્રકારમાં વિવૃત ऑનો ऑ થાયછે.

ઉદાહરણોઃ—

| સં. | પ્રા. કે અપ. | ગુજ. |
|---|---|---|
| स्वप्नकः | सिविणउ | |
| | પછી, નપું. सवणउं | |
| | सणुं | शाणुं |

[વલ્લભજી હરિદત્ત આચાર્ય પોતાના ભાષાવતાર વિશેના નિબંધમાં (गुजरात शाळापत्र, એપ્રિલ ૧૯૦૮, પૃ. ૧૦૮, ફુટનોટમાં) નીચેની પંક્તિ જૂનાગઢની નાગર સ્ત્રીઓથી ગવાતા ઉત્સવગીતમાંથી ટાંકેછેઃ—

आज शॉणामां हेंदो आव्यो

(हेंदो=૨૨).

એ પ્રાન્તભાષામાં આ શબ્દ વિવૃત ऑવાળો જળવાઈ રહ્યોછે એ સ્પષ્ટ છે.]

भूमि-भुवँ-भूंई-भॉंई, भांई

[સિ. હે. ૮-૪-૨૬૬ નાં ઉદાહરણોમાં ભૂમિનું भुंहडी આપેછે. इ (ई)ને બદલે ह અપપાઠ હશે?]

ટિપ્પણઃ-(अ) सॉपवुं (ગુજ.) ચરોતરી ગુજ.માં સાંપવું બોલાયછે. આ અને હાવા બીજા પ્રકારોમાં આ ઉત્સર્ગના તત્ત્વની પ્રવૃત્તિ સ્પષ્ટ છે.

(आ) ऑને સ્થાને आ (એ પણ વિવૃત ઉચ્ચાર) આવેછે એથી ऑ ઉચ્ચારનું વિવૃત'સ્વરૂપ પરોક્ષ સમર્થન પામેછે.

---

### उत्सर्ग ११

કેટલાક શબ્દોને વિશે સંસ્કૃતમાંનો ऋ ગુજરાતીમાં આવતાં અવાન્તરક્રમમાં अरि બનેછે; અને ક્વચિત् अर् કે रि કે रु અથવા કોઈવાર अरु બનેછે.

ઉદાહરણોઃ—

अरि—

तृषा (સં.)–तरिवा (અવાન્તરક્રમ) तरश (ગુજ.); तृणकं–तरिणउं–तरणुं; अमृत-अमरित–अमरत; कृमिः–करिमी–करम.

अर्—

गृहं-गर् हु-घरु-घर.

रि—

भ्रातृजक —भत्रीजो

रु—

सदृक्षक.-सरुक्खउ-रोद्यो

(सि. हे. ૮–૧–૧૭૭ અનુસાર પ્રથમ द् લુપ્ત થાયછે, એટલે सरुक्खउ રહેછે, અને પછી ऋનો रु બનેછે. सरिसंમાં दशमांથી रिस થાયછે હેમાં પણ એજ ક્રમો આવેછે—સિ. હે. ૮–૧–૧૪૨ અનુસાર).

अर—

वृष –*वरुआ–नर.

ટિપ્પણ:—

વધારે સારુ અને બીજલાઘવને અનુરૂપ કદાચ એ ગણાય કે આ ઘટનાઓની વ્યવસ્થા જૂદી રીતની કરવી અને ऋના વિકારને પ્રથમ એ વિચિત્ર સ્વરના ત્રિવિધ ઉચ્ચારણમાંથી, અર્થાત र, रि, रु માંથી અને પછી સંયોગનો વિશ્લેષ થવાથી, ઉદ્‌ભવતો ગણવો; જેમ કે तृणक-तणउं-तरण; गृह-ग्रहु-ग्रउ-घरु-घर; ઇત્યાદિ. ऋનો ઉચ્ચાર ક્યહાંય પણ એક સરખો નથી; ઉદાહરણ તરીકે कृष्ण હિંદુસ્તાનના કોઈ ભાગમાં कृष्ण, અન્ય ભાગમાં क्रिष्ण અને વળી બીજામાં क्रुष्ण બોલાયછે. (શુક્લ યજુર્વેદની માધ્યંદિની શાખાના સપ્રદાયમા ऋनो ઉચ્ચાર रे થાયછે.) સિ. હે. ૮–૧–૧૨૬ થી ૧૪૨ માં ऋના अ, इ, उ હેવા ભિન્નભિન્ન વિકારો દર્શાવ્યાછે હેનું પણ આ જ કારણ હશે. (ત્યહાં સિ. હે. ૮–૨–૭૯ सर्वत्र लवरामवन्द्रे અનુસાર र् લુપ્ત થતાં अ, इ, उ રહે). આ રીતે र, रि, रु થી र् લોપ દ્વારા પ્રાકૃત રૂપાન્તરો अ, इ, उ નો ખુલાસો થઈ જાય અને વિશ્લેષદ્વારા ગુજ. अर्‌ની પ્રાપ્તિ સમઝાય. પરંતુ મ્હેં ઉપરને સ્વરૂપે આ ઉત્સર્ગ સ્વીકારવાનો નિશ્ચય કર્યોછે હેનાં કેટલાક કારણો છે; પ્રથમ, અપભ્રંશ અને પ્રાકૃત શબ્દોમાં अरि પ્રત્યક્ષ ઉપલબ્ધ છે, જેમ કે वरिसइ ઇત્યાદિ (સિ. હે. ૮–૪–૨૩૪), दरिअ (૮–૧–૧૪૪), वरिस, हरिसो ઇત્યાદિ વિશ્લેષ દ્વારા (૮–૨–૧૦૫);

બીજું:-ગુજ. तरश માનો તાલવ્ય श तरिस માંના इ નો સૂચક છે; (वरस માંના દન્ત્ય स નું કારણ હેતુ દર્શાવી સકાય કે वरिस માં इ નો સંસ્કાર स ઉપર પડે તે પૂર્વે જ इ નો अ થયો હતો);

ત્રીજું:–મરાઠીમાં અદ્યાપિ वरिम છે.

અને ચોથું:–સદ્રુક્ત માંથી द્ નો લોપ થતો માનિયે તો હરહમેશ થતા અને વધારે ઉચિત ર્ લોપનો અનાદર કરવો પડશે.

તે છતાં પણ ऋ ના र–रि–रु એ ઉચ્ચારોને બધા વિકારોનું મૂળ, પ્રાકૃતમાંના રૂપાન્તર માટે પણ, માનવા શક્ય છે એ હું કબૂલ કરું છું; દાખલા તરીકે वरिसइ, वरिसं, हरिसो એ રૂપો મૂળ त्रि. हिમાંથી આવ્યાં હોય.

---

## उत्सर्ग १२

## સન્ધિ

**ગુજરાતીમાં આવતા શબ્દોમાં સાધારણ નિયમે, પ્રાકૃતમાં થતી નથી તેમ, આન્તર સ્વરસન્ધિ થતી નથી, પણ અમુક વિશિષ્ટ પરિસ્થિતિમાં સામાન્ય સન્ધિકાર્ય બનેછે.**

ઉદાહરણો:—

हृदयं–हिअउं–हइउ–हइयु

हइयुं માં अ–इ છૂટા રહેછે.

**સન્ધિનાં ઉદાહરણો:–**

द्वितीयक–बिइज्जउ–बीजु; तृतीयकं–तिइज्जउं–तीजुं; महत्तं–महन्तउं–म्हइउउं–म्होटुं; देशपतिः–देसवई–देसअई–देसाई; दयावणो (દેશ્ય)–दआवणो–दावणो–दामणो (ગુજ. પ્રાચીન કવિતા). [दयावणो=दीन. देशी नाममाला, ८–३५].

कृतस्कं–करिअलुं=करइलं. करेलं અને એવાં एलुवाળાં સઘળાં રૂપો.

ટિપ્પણ:–ગુજરાતીમાં પદસન્ધિ નથી એ સામાન્ય કથનથી જ પદસન્ધિનો પ્રશ્ન પતાવી દેવાય. થોડાક અપવાદો છે:–

मगने आव्यो; અહિં मगन+ए (=પણ) સંધિથી જોડાઈને मगने થાયછે; हास्तो–हा ज तो માંથી.

---

## उत्सर्ग १३

## કેટલાક શબ્દોમાં आ હ્રસ્વ થઈને अ બનેછે.

ઉદાહરણો:–

वाणिज्यं–वाणिज्जु–वणज, मातृगृहं–माइहरं–मटियर; आषाढ:–आसाढु–असाड, प्राघुणरः–प्राहुणउ–प्हरूणो; पाद:–પરભારે.–पग; દેશ્ય अयाली–अयली–हली; प्रावरणक–पाउरणउं–उपरणुं.

ટિપ્પણ-સિ. હે. ૮-૧-૬૭, ૬૮, ૬૯, ૭૦, ૭૧ માં આ વિકાર ચર્ચ્યોછે, હેમાંના ૬૭ મા उत्खातादिगण આપ્યોછે હેમા इत्यादि શબ્દને બળે અન્ય શબ્દોનો સમાવેશ થાય. હાવે કોઇ પ્રકારે તાણીતૂશીને અહિંયાં આપેલાં ઉદાહરણોનો એ ગણમાં પ્રવેશ થઈ સકે તો પ્રસ્તુત ઉત્સર્ગનો અવકાશ ન રહે. નહિં તો, ૮-૧-૬૭ની એ અનુવૃત્તિ થશે.

उत्सर्ग १८

અનેકશ્રુતિક શબ્દોમાં ગુરુ કે સ્વરિત શ્રુતિની પૂર્વે રહેલી શ્રુતિ, (अ) હ્રસ્વ રહેછે, અથવા (आ) દીર્ઘ હોય તો હ્રસ્વ થાયછે.

ઉદાહરણો:—

(अ) चित्रकारक -पित्तारउ-चितारो, सूत्रधार -सुत्तहारु-सुतार, सुवर्णकार -सुवण्णारु, सुण्णारु-सुनार, चर्मकार,-चम्मारु-चमार, गूर्जरत्रा / गुर्जरत्रा } गुज्जरत्ता-गुजरात, उच्छृंखलक -उच्छंखलउ-उछाछळो, દેશ્ય छिनाली-छिनाळ, कत्तारी-कटारी, कटार.

(आ) नि:श्वासक -नीसासउ-निरासो, विश्रामक -वीसामउ-विसामो, द्यूतकार-जूअगारु-जुगार, लेखशाला-नेशाल-नीशाळ, निशाळ.

ટિપ્પણ —(अ) ઉપર આપેલા ઉત્સર્ગમાં "પૂર્વે રહેલી શ્રુતિ" એ પદથી व्यवहितपूर्वश्रुतिવાળા પ્રકારોનો પણ સમાવેશ સમઝવો; આથી ઉપર આપેલાં ઉદાહરણોમા गुजरातને સ્થાન મળે છે.

(आ) छिनाळ અને कटार ઉપર પૃ ૩૯૮ મે सयोगलोप पूर्वस्वर अविकृत એ નિયમને અગે આપ્યાછે, પરતુ પ્રસ્તુત ઉત્સર્ગ એ અવિકૃતભાવનો કારણભૂત મૂળનિયમ રજુ કરેછે. આ ઉત્સર્ગના તત્ત્વનો ઉલ્લેખ ઉપર પૃ. ૩૯૯ મે સ્વરભારની અસર વિશેની ચર્ચામા કરેલોછે. ટેસિટોરી "Notes" §૪૩ મા આ નિયમનો નોધ લેછે, પરતુ હેમનાં ઉદાહરણોમાંના કેટલાક, ગુજરાતી પરત્વે, શકાસ્પદ છે.

उत्सर्ग १९

કેટલાક શબ્દોમાં સાદા વ્યંજનનું દ્વિત્વ;

(अ) ક્વચિત્ સ્વાર્થે, અર્થાત્ મૂળ અર્થ જાળવીને અને (आ) ક્વચિત્ અર્થાતિશય સૂચવવાને કે ભાર મૂકવાને, કે અર્થનું પ્રકારાન્તર દર્શાવવાને.

**સ્વર અને વ્યંજન ઉભયનો વ્યત્યય.**

महार्णवः–महारणवु, महारवणु, मिहिरामण, महिरामण, मेहरामण; प्रावरणकं–पावरणउं–पाउरणउं–उपरणु.

ટિપ્પણઃ—

(अ) ફારસીમાં પીરાહીન પ્હેરણ છે; ગુજરાતી શબ્દ પ્હેરણ, જેનો અર્થ મુસલમાન પ્હેરવેશના આકારનું પ્હેરણ છે, તે ફારસીમાંથી હશે. તે છતાં પણ પ્હેરવું ઇત્યાદિની વ્યુત્પત્તિ परिधामांથી સાધવી યોગ્ય છે, અને ફારસી શબ્દ પીરાહીન સંસ્કૃત परिधान સાથે સંબંધ ધરાવતો હોય એ શક્ય છે.

(आ) દેશ્ય ओहरिसो (ओअरिसो દ્વારા) ગુજ. ओरसियो અર્પેછે એ र અને स् નું, પ્રત્યેકને આદિતરફ એક શ્રુતિસ્થાન જેટલે ખશેડનારું, વિલક્ષણ અપસરણ દર્શાવેછે; હેને સાક્ષાત્ વ્યત્યય નહિં પણ વ્યત્યયને મળતી ઘટના તરીકે અહિં નોંધ્યુંછુ.

(इ) चरखो (ગુજ.) ફારસી चर्खमांથી સાધી સકાયછે, પરંતુ આ चर्ख પોતે વ્યત્યયના તત્ત્વના વ્યાપારથી चक्र (સં.)સાથે સ્પષ્ટ સંબંધ ધરાવેછે

---

**વ્યંજન વિકારો**

उत्सर्ग २७

**અઘોષ વ્યંજન ઘોષ બનેછે. क, च, અને ट અનુક્રમે ग, ज અને ड થાયછે.**

આ વિકાર પ્રાકૃતોનું વ્યાપક લક્ષણ છે. અને હેની પ્રવૃત્તિ અમુક સંજોગોમાં ગુજરાતીની ઉત્ક્રાન્તિમાં પણ પ્રગટ થાયછે.

क નો ग. આ વિકારનો પ્રવૃત્તિવિષય પ્રાકૃતમાં બહુ મર્યાદિત જોવામાં આવેછે, એટલે કે मरकत, मदकल અને कंदुक (આદ્ય क) હેમાં क નો ग થાયછે (સિ. હે. ૮–૧–૧૮૨). અપભ્રંશમાં આ ઘોષવિધાનનો (मृदूभवननो) વ્યાપાર વધારે છૂટથી પ્રવર્તતો દેખાયછે, પણ, સિ. હે. ૮–૪–૩૯૬ નું ઉદાહરણ સૂચવેછે તેમ, એ मृदूभवन પ્રાય सुघक्कर दु.क्खर જેવા શબ્દોમાં રહેલા (क्र માંથી ઉપજેલા)करने વિશે પ્રચરિત છે. ગુજરાતીમાં करનો गर એ વિકાર એથી પણ વિશાલતર ક્ષેત્રમાં જોવામાં આવેછે, અને ° कर નહોય એ શબ્દોમાં પણ क નો ग થતો દેખાયછે.

ઉદાહરણો:—

कयागरो (=કહ્યાપ્રમાણે કરનારો આજ્ઞાપાલક); टालगर (=ઢાલ કરનારો); चूडगर (=ચૂડી બનાવનારો); टकगर (=ટંક બનાવનારો); जादूगर (ફારસી जादू સાથેનો સમાસ લક્ષયોગ્ય છે); सिकलगर (=તરવાર વગેરેને ઉજળનારો; सिकल, ફારસી); अरलगरो; सुंवाईगरो ઇત્યાદિ; रत्नागर (=સમુદ્ર; સં. रत्नाकरः) कामणगारो (સં. कार्मणकारकः); जुगार (द्यूतकारः સં =જુગારી: ગુજરાતીમાં અર્થ બદલીને "द्यूत" થાયછે; जुगारनी द्यूतकार्यमांथी વ્યુત્પત્તિ સાધવી સંતોષકારક નથી, કારણ કે कार्यनुं कज्ज બને).

कालनुं गाळो (कालकः नु गाळो) આ પ્રકારના શબ્દોમાં થાયછે:— रुगनगाळो, केरीगाळो, आंबागाळो, ઇત્યાદિ; (જેમાં गाळो=ઋતુ, અવસર).

प्रगट (સં. प्रकटमांथी); पगरण (વિવાહાદિ મંગલ અવસર),-સં. प्रकरण; मूगो (સં. मूकः); समूळगुं (સં. समूलकक); सगु (સં. स्वकः); पलंग (સં. पर्यंकः), मुगट (સં. मुकुटः); पोगळ (पोक्कल);-पोकल=પોલાપણું; पोगळ પોલાપણું, લાક્ષણિક અર્થમાં, અર્થાત્ ધતીંગ; છેતરામણ.

कागडो (સં. काकवः); बगलो (સં. बकक:); कयडाग़ी (સં. कटाक्षः); बीगत (સં. व्यक्तिः)=बगडो, तगडो, चगिडो; ૨, ૩, ૪ એ અંક, જેમાં द्विकक; વગેરેના क નો ग થયોછે.

अगियार અને (ओगणीस, ओगणत्रीस, વગેરેમાંના) ओगण < एकोन જેનો ग ગુજરાતી પૂર્વેના ક્રમોમાંથી આવેલો ગણવો પડશે.

ગુજરાતીમાં આ વિકાર °कर, °कार, °काल જેવાં ઉત્તરપદોમાં અને कागडो, बगलो, पोगळ, अगियार, વગેરે શબ્દવિશેષોમાં, ओगण (ओगणत्रीस વગેરેના પૂર્વપદ)માં, वगडो વગેરેમાં, જોવામાં આવેછે એ લક્ષમાં આવ્યું હશે; रत्नागरमां आकरना °करने कृ ધાતુનું રૂપ ગણવાના ભ્રમને પરિણામે વિકાર થયો હશે.

ટિપ્પણ:-કાનડીમાં કેટલાક શબ્દોમાં આ મૃદૂભવન દેખાયછે, જેમકે कोगिळ (સં. कोकिल); मळगाळ (=વર્ષાકાળ; मळे=મેઘ, વૃષ્ટિ, काल=સમય); पागार (=આંગણાની ભીંત, વંડી, < સં. प्राकारः).

च नो ज

सूचितं (સં.); सूचिअं-सूज्युं; सूझ्यु.

प्रतीतिः (સં.); पतीती-पतीत-पतीच-पतीज (=ખાતરી, પ્રમાણ).

त्वचा (સં.); तजा–तज.

तुच्छं (સં.); चुच्छ (અપ.)–जूज (ગુજ.); जूज તે ફારસી जुज़માંથી સાધિયે તો જુદી વાત.

उच्छिष्टकं (સં.); उच्छिठ्ठउं–उचिठ्ठउं–अजीठु.

ज (અવધારણાર્થક નિપાત; જેમકે ए ज चोर); હેની વ્યુત્પત્તિ બે પ્રકારે શક્ય છે; (अ) પ્રાકૃત च કે चिअમાંથી (સિ. હે. ૮–૨–૧૮૪), અથવા (आ) અપભ્રંશ जिमાંથી (સિ. હે. ૮–૪–૪૨૦); વધારે સાચી (आ) છે; એ સ્વીકારિયે તો આ શબ્દ અહિંથી બાદ કરવા પડે.

मोचे (કાનડી); मोजडी (ગુજ.)=પગરખું.

मोजुं „ =a sock; a stocking.

ટિપ્પણુ:—

(अ) મ. त्याचें कडे વિશેષ વિકાર પામીને त्याज कडे બનેછે; હેમાં પણુ च નો ज થતો દેખાયછે.

(आ) પ્રાકૃતમાં पिशाचीને સ્થાને पिसाजी હેમચન્દ્રે આપેલછે. (૮–૧–૧૭૭, વૃત્તિ), પણુ વિરલ અને અપવાદરૂપ પ્રયોગ તરીકે.

ट નો ड—

આ વિકાર એક વિરલ ઉદાહરણમાં દેખાયછે. ગુજરાતીમાંથી જ ગુજરાતીમાં; જેમ કે हत्ताळुं=हडताळ (હાટેતાળાં દેવાં તે, અર્થાત્ બજારબંધ રાખવાનો દિવસ; a strike).

પ્રાકૃત કે અપભ્રંશ વિશે તો वटः માંથી वड ઇત્યાદિ નિયમિતક્રમે થાયછે.

---

उत्सर्ग १८

ज નો च

આ વિકારક્રમ ઉતરો છે, ઘોષ (મૃદુ) વ્યંજન અઘોષ (કઠોર) બનેછે. મ્હને એક જ ઉદાહરણ મળ્યુંઃ—

अग्रमध्य (સં.)–अग्गमज्झ (પ્રા.; સિન્ધી પણુ) आगमझ–आगमज (અવાન્તરક્રમ)–आगमच (ગુજરાતી).

---

## उत्सर्ग १९

## કણ્ઠ્યવર્ણોને સ્થાને તાલવ્ય

**क, ख અને ग ના અનુક્રમે च, छ અને ज થાયછે; એ વિકાર તાલવ્યસ્વરના કે य ના સંસર્ગબળે, કે હેવા સંસર્ગવિના પણ થાયછે.**

ઉદાહરણોઃ—

क નો च—

विक्रीतं (સં.), विक्कीअं (પ્રા.), (वेचयुं), वेचवुं (ગુજ.); यालक्की (કાનડી)-एलची (ગુજ.).

ख નો छ—

उच्छृङ्खलकः (સં.), उच्छंखलउ (અપ.), उछांछळो (ગુજ.).

ग નો ज—

गर्भिणी (સં.), गब्भिणी (પ્રા.) जामणी (ગુજ., गामणी પણ).

ટિપ્પણ:—

(अ) આ ઉચ્ચાર વિકારની આન્તર પૃથક્ક્રિયા માટે ઉપર પૃ. ૩૫૨ મે તેમ જ ઉપર પૃ. ૨૮૨ મે પૂર્તિ (૨) માં મૅકસમૂલરના મતનો ઉલ્લેખ જુવો. ત્હાં ગ્રામ્ય ગુજરાતીના જે વલણનો નિર્દેશ કર્યોછે ત્હેનો નાગરિક ગુજરાતીમાં પણ कનો च થવાના ઉપરના ઉદાહરણમાં મર્યાદિત આવિર્ભાવ દેખાયછે. તોતડું બોલે હેવાં કેટલાંક ન્હાના બાળકોનું कवर्गना વર્ણોને બદલે च वर्गना વર્ણો ઉચ્ચારવાનું વલણ પણ સરખાવવા જેવુંછે; જેમ કે काकाને બદલે चाचा, खाधुंनुं छाधुं, गायनुं जाय, घोडोनुं झोडो એ પ્રમાણે; અને काकाને બદલે चाचा તો કેટલાંક મંડળમાં (જેમ કે બ્રહ્મ ક્ષત્રિય જ્ઞાતિમાં) સિદ્ધ પ્રયોગ છે, જે હિં. चचा કે चिचा સાથે સંબદ્ધ છે;-આ સઘળી બીના કંઠ્ય અને તાલવ્ય વર્ણો વચ્ચે રહેલી ઉચ્ચારસગાઇના મજબૂત દાખલાઓ રજુ કરેછે.

(आ) આટલી ચર્ચા પછી, ष् ને स् વચ્ચે શકય ભાસતો બુદ્ધિભ્રમ स्नो छ् થવાનું કારણ હશે એવું સૂચન હું કાંઇક અશ્રદ્ધાથી કરુંછું. નીચે उत्सर्ग ૩૮માં દર્શાવીશ તે પ્રમાણે ष् અને ख् એ ઉચ્ચારો અને સંજ્ઞાઓ અન્યોઅન્ય વિનિમયક્ષમ છે; અને એમ પણ હોય કે स्=ष्=ख् એ સંબંધમાં (ख्नो छ् થવાના નિયમ પ્રમાણે-નીચેના उत्सर्ग ૩૨ અનુસાર-) स्नो छ् થવાનું કારણ રહેલું હોય; વળી क्षना स् અને छ् હેવા (ગુજ. लखमण

અને હિં. लछमणમાં છે તે મુજબ) વૈકલ્પિક વિકારો થવાનું કારણ (क्षમાં અન્તર્ગત) ષ્‌ના દ્વિવિધ ઉચ્ચારણમાં રહેલું માની સકાય.[3] પરંતુ, કંઠ્ય અને તાલવ્ય વર્ણો વચ્ચેના સગપણના ઉત્કૃષ્ટતર નિયમની સમક્ષ ત્હેને બીજું સ્થાન જ મળે.

---

## उत्सर्ग २०

## તાલવ્ય વર્ણોનું કણ્ઠ્ય વિધાન

**કેટલાક પ્રકારોમાં च નો क અને ज નો ग બનેછે.**

ઉદાહરણોઃ—

**च નો कઃ—**

निश्चितकं (સં), निच्चिअउं (અપ.), निक्किउं–नक्की (ગુજ.)

[प्होंच्यु (ગુજ.)નું વિશેષ રૂપાન્તર प्होंक्युं કેટલાક ગુજરાતીઓ આ જ નિયમે કરેછે.]

**ज નો गઃ—**

जरठकः (સં.,) जरढउ (અપ.) गरढउ, गरढो, घरडो, घयडो (ગુજ.). वादितकं (સં.), वादिअउं (અપ.)–वाजियुं-वाज्युं-वाग्युं (ગુજ.); તેમ જ वाज्युं (ગુજ.).

---

## उत्सर्ग २१

## દન્ત્યોનો મૂર્ધન્યભાવ

**त, थ, द અને ध ના અનુક્રમે ट, ठ, ड, ढ બનેછે.**

આ વિકાર પ્રાકૃતમાં મર્યાદિત અંશે, એટલે કે કેટલાક મુકરર શબ્દોને વિશે, સ્વીકારાયેલો છે; સિ. હે. ૮–૧–૨૦૫, ૨૦૬, ૨૦૭ (જેમાં ह વસ્તુતઃ

---

૩. क्षનું રૂપાન્તર ग् થવા વિશે એક વિશેષ પ્રશ્ન ઉદ્ભવે છેઃ क्षમાંના ष्‌ના ग् ઉચ્ચારની પૂર્વે क् લુપ્ત થાયછે? કે ष्‌નો ह થઇને क्‌ને પ્રાણોચ્ચાર અર્પીને ग् બનાવેછે? આ પ્રશ્ન પેલા બીજા પ્રશ્નનો–त्य, थ्य, द्य, ध्यના च, छ, ज, झ થવામાં य् લુપ્ત થઇને त्, थ्, द्, ध्‌ને તાલવ્યોચ્ચાર અર્પીને च्, छ्, ज्, झ् બનાવેછે, કે બીમ્સ (પુ. ૧ § ૮૫ માં) કહેછે તેમ त, थ्, द्, ध લુપ્ત થઇને વ્યક્ત-ઉચ્ચાર યુક્ત य् (ज्)ને, પોતે જતાં જતાં કરેલી અસર વડે, ज्, झ्, च्, छ्, બનાવેછે? એ પ્રશ્નનો–સજાતીયછે. (આ ચર્ચાની સાથે સાથે ઉપર પૃ. ૩૪૪ મે મ્હારી નોટ ૧૦૧નો છેલ્લો પેરા વાંચવો.)

ત માંથી ઉદ્ભવેલા ટ નું જ મૃદુરૂપ છે), ૨૦૮ (જેમાં ળ, એ ઙ પછીનો અનન્તર ક્રમ છે,) ૨૧૧, ૨૧૨, (જેમાં લ એ ઙ નો અનન્તર વિકાર છે); ૨૧૫, ૨૧૬ (જેમાં ઠ આગળ ચાલીને મૃદુ થઇને ઙ બનેછે;) ૨૧૭, ૨૧૮, ૨૨૧, ૨૨૨, (જેમાં ઙ વિશેષ વિક્રિયા પામીને લ થાય છે); ૨૨૬, ૨૨૭, ૨૨૮ અને ૨૨૯ સૂત્રોમાં ન નો ણ થતો ચર્ચ્યોછે, જે વિકાર પ્રાકૃતમાં વિસ્તૃત પ્રચાર પામેછે.

પ્રસ્તુત ઉત્સર્ગ પ્રાકૃતોત્તર અને અપભ્રંશોત્તર શબ્દોનો વ્યાપક છે માટે હેને હું અનુવૃત્તિ રૂપે આપુંછું.

આ વિકારના સંભવતા કારણ દર્શન માટે ઉપર પૃ. ૭ મે દ્રાવિડ અસરનો વિષય, અને પૃ. ૯૨–૯૫ મે વાચેંદ્રિયની વિકલતા કે જીહ્વાદોષનો વિષય જુવો.

ઉપરાંત બીમ્સ, ૧, § ૫૯ જુવો; ત્હાં દન્ત્ય અને મૂર્ધન્ય વર્ણો વચ્ચેના સંબંધની બહુ સૂચક અને વિચારપૂર્ણ પરીક્ષા કરીછે. ત્હાં હેવું સૂચવ્યુંછે કે દન્ત્યો અને મૂર્ધન્યો વસ્તુતઃ એકજ સ્કન્ધની, જીહ્વાસ્થાનીયની, નિર્બળ અને સબળ શાખાઓ છે (બંને વર્ગો જીહ્વાથી ઉચ્ચારાયછે માટે જીહ્વાસ્થાનીય); અને શુદ્ધ અને શિષ્ટ સંસ્કૃતનું મૃદુતર (અર્થાત્ દન્ત્ય) શાખા તરફ વલણ હતું પણ લોકભાષા (પ્રાકૃતો) કઠોરતર (એટલે મૂર્ધન્ય) રૂપોને વળગી રહી હતી.

પરંતુ આ મત કાંઈક મર્યાદિત અંશે જ સ્વીકારી સકાય.

ઉદાહરણોઃ–

त નો ट

झटिति (સં.)-झत्ति (પ્રા. સિ. હે. ૮–૧–૩૨)-झट (ગુજ.); जेत्तिलं, केत्तिलं, तेत्तिलं (સિ. હે. ૮–૨–૧૫૭)-जेतलउं, केतलउं, तेतलउं (मुग्धावबोध औक्तिक, પૃ. ૧૭, ઓળ ૧);

जेटलुं, केटलुं, तेटलुं (ગુજ.);

महत्कं (સં.)-महन्तउं (અપ.)-महत्तउं (અવાન્તરક્રમ)-म्होटुं (ગુજ).
तिलकं (સં.)-तिलउं (અપ.)-टीलुं (ગુજ.);
आपत्ति (સં.)-आपटी (ગુજ.); धातः (સં.) घांटी (ગુજ.)

ટિપ્પણ—સિ. હે. ૮–૨–૨૯ અને ૩૦ માં એવડા (મૌલિક કે र्त ના વિકારરૂપ) त્त નો ट्ट થતો સ્વીકાર્યોછે. પરંતુ ઉપરના ઉદાહરણોમાં બેવડો त्त

અપભ્રંશ પછીના ક્રમોમાં સરળ બનેછે, અને મહત્ત્વની બાબતમાં બેવડો त્ત વિકાસક્રમના ઉત્તર ભાગમાં જ થયેલો સ્પષ્ટ છે. એટલા જ માટે આ અલગ ઉત્સર્ગ આપ્યોછે જેમાં तिल्ल़–ટીલું માં છે તેવા એકવડા त નો પણ સમાવેશ શક્ય છે.

थ નો ठ

मथितं (સં.)–મઠો (ગુજ.); एकस्थकं (સં.)–एकत्थडं (અપ.)–એકઠું (ગુજ.); स्थिरकः (સં.) थिरउ (અપ.)–ठर्यो (ગુજ.)–ઠર્યોની માફક ઠરી વિશે સમજફેર થવાથી;–અને એ ઉપરથી ઠરવું ક્રિયાપદ.

द નો ड

छिद्रकं (સં.)–छिद्दउं (અપ)–छींडुं (ગુજ.). बिन्दु (સં.)–मींडुं (ગુજ.); बन्धुः के बान्धवः (સં.)–भाण्ड (ગુજ.); दंष्ट्रा (સં.)–दाढा (પ્રા.)–ડાઢ; रद् (સં.)–रडवुं (ગુજ.); दक्षिणकः (સં.)–दाहिणउ (અપ.)–ડાબો (ગુજ.); संदंशिका (સં.);–संदेसिआ (પ્રા.)–સાણશી (ગુજ.); [ડાંસ સં. दश માંથી, અને ડસવું સં. दंश માંથી જૂદાં આપવાની અગત્ય નથી, કારણ કે दंश નું ડંસ સિ. હે. ૮–૧–૨૧૮ માં આપેલુંછે; અને વસ્તુતઃ संदंशिका પણ એ સૂત્રમાં જ સમાવિષ્ટ થઈ જાય].

વિદેશીય ભાષાઓઃ—

दगलेह् (અરબી)–डगलो (ગુજ);

मुर्दह् (ફારસી)–मडदुं (ગુજ.);

ग्र નો ढ

अढी<अर्ध+द्वि; दोढ<द्वि+अर्ध;–બંનેમાં સં. अर्ध–પ્રા. अद्ध માંના ધમાંથી ढ ઉદ્ભવેછે.

न નો ण એ વિકાર પ્રાકૃત પોતામાં સંપૂર્ણ પ્રચારમાં છે. (સિ. હે. ૮–૧–૨૨૮ અને ૨૨૯). ल નો ळ હું પાછળ ચર્ચી ગયોછું. (ઉપર પૃ. ૩૬૪ આદિ, ખાસ પૃ. ૩૬૬ મું, જુવો).

નવલરામે હેમના व्युत्पत्तिपाठ उत्सर्ग ૨૦ માં નીચેનાં વિશેષ ઉદાહરણો આપ્યાંછેઃ—

ऊठ (ગું) < उत्था (સં.); डड < दंड (સં.)–(દાંડો–ડાંડિયો વધારે ઠીક). કેમનાં બીજાં ઉદાહરણોનો પ્રાકૃતના નિયમોમાં સમાવેશ થઈ જાયછે.

